...આગબોટ રંગુન તરફ જશે." સ્વામીજી પૂછે:–" કેટલે ...વસે એ રંગુન ... કહે:–" ત્રણ ચારેક દિવસ લાગશે મહારાજ." સ્વામીજી:–" એ આગબોટની પ... વડે શું બાંધ્યું છે?" શિષ્ય:–"એ તો બીજું એક ન્હાનું હોડકું છે, અને તમાં પણ માલ ભરેલો હોવાથી તે પણ રંગુન તરફજ ઉપડવાનું જણાય છે." સ્વામીજી પૂછે:–" એ પેલું બીજું એકલવાયું શું પડયું છે?" શિષ્ય કહે:–" એ વળી બીજું ન્હાનું હોડકુંજ છે, તે પણ માલ ભરીને રંગુન તરફજ ઉપડવાનું સમજાય છે." સ્વામીજી કહે:–" ઠીક. પરન્ત એ એકલવાયું કેટલેક દિવસે રંગુન પહોંચશે?" શિષ્ય કહે:–" આઠ દસ દહાડા પણ લાગે ખરા." સ્વામીજી બોલ્યા:–" એમ કેમ બને? આ બન્ને ન્હાની હોડીઓ એક સરખી છે, છતાં પ્રથમની હોડી ૩–૪ દિવસમાં રંગુન પહોંચશે, ને બીજી તેજ પ્રકારની હોડીને તેજ મથકે પહોંચતાં ૯–૧૦ દિવસ કેમ લાગશે વારૂ?" શિષ્ય બોલી ઉઠયો:–" જી મહારાજ! પ્રથમની હોડીને તો મોટી આગબોટ સાથે પાગરે બાંધેલી હોવાથી, તે મોટી બોટની સાથે સાથેજ જતી હોવાથી તે તો વખતસરજ પહોંચવાને શકિતવાન થશે, અને બીજી હોડી કોઇ મોટી સ્ટીમરની પૂઠે જોડાયલી નહીં હોવાથી તે તો બાપડી એકલી અટુલી ધીમે ધીમે અફળાતી કૂટાતી ઘણે દહાડે જ પહોંચશે સ્વામીજી!" "ધ્યાન લગાવ બેટા!" સ્વામીજી બોલ્યા:–" **પહેલીકુ ગુરૂ મીલા હય, ઔર દુસરી હોડી ગુરૂ બિના ચલ રહી હય!"** સજ્જનો! આ દૃષ્ટાંત ઉપરથી આપ સમજી શકશો, કે પરમાત્માના મૂળ સ્થાને, ખુદાઇ દરબારે પહોંચવાનું સ્થાન તો એકજ આત્મજ્ઞાન છે, પરન્તુ લાયક, બળવાન, શકિતવાન, અને માર્ગના પૂરા જાણનારા રાહબરની રાહબરી અને બાંહેધરી પકડી હોય છે તો માર્ગ સરળ, ટૂંકો, અને ભય રહિત મળશે પરન્તુ સ્મરણમાં રાખવું કે, જે આગબોટને તેનો આશ્રિત વળગેલો છે તે આગબોટજ જો ખડખડ પાંચમ, ભાંગી તૂટી, નબળી અને અવ્યવસ્થિત હોય, અને સાથે વળી તેનો માલમ કહો કે સુકાની કેપ્ટન કહો, તેજ જો બેપરવા, માર્ગથી અજાણ્યો, નાવાકેફ, અને આડે માર્ગે ઉતરી પડનારો હોય, તો તે આગબોટ અને તેનો માલમ ડૂબશે તો ડૂબશે, પણ તેને જે હોડકું ગુરૂ લેખીને તેની પનાહ તથા રક્ષણમાં રહ્યું હશે, તે પણ સાથે સાથેજ ડૂબી જશે. ત્યારે જે ધર્મગુરૂઓ પ્રભુના દ્વારે પહોંચાડવાનો, અર્થાત, ઇશ્વર જ્ઞાન આપવાનો દાવો કરતા હોય તેઓજ જો એલ્મે એલાહીની બાબતથી અજ્ઞાણ હોય, મીનોઇ માર્ગની જો તેમને જ ખબર ના હોય, ભકિતમાર્ગ કે જ્ઞાનમાર્ગના વાકેફગાર જો તેઓજ ન હોય તો પછી તે ગુપ્ત ગુહ્ય માર્ગ પોતાના અનુયાયીઓને તેઓ શી રીતે બતાવી શકે?

## વતન મુકામે પહોંચવાના ચાર માર્ગો.

**૪–ધ્યેય એક અને માર્ગ અનેક.**

મુંબઇથી કલકત્તા જવું હોય તો ખુશકીના જૂદા જૂદા ૪ માર્ગો બતાવી શકાશે, અને તેનાં જૂદાં જૂદાં ૪ વાહનો કહી શકાશે. ગધેડાં કે ખચ્ચરો પણ મુંબઇથી કલકત્તા જઇ પહોંચવાને શકિવાન થશે, પરન્તુ ડુંગરા, ટેકરા ટેકરી, નદીનાળાં ઓળંગીને કિંવા વટાવીને લાંબે લાંબે રસ્તે જેમ તેમ અફળાતાં ઝિંકાતાં કલકત્તા જઇ પહોંચશે ખરાં, પરંતુ તેમને પહોંચતાં ૨૦–૨૫ દહાડા જોઇશે. બેલની ગાડી ૧૫–૧૭ દહાડામાં કલકત્તે પહોંચશે ખરી, પરન્તુ તેને ડુંગરા ટેકરા નદી પરવતાં ગરાડ પૂરેલો કાચો પણ રસ્તો જોઇશે. વળી ઘોડાની ગાડી તો બેલની ગાડી કરતાં વહેલી

કલકત્તે પહોંચશે. ૮-૧૦ દિવસમાં પહોંચી શકશે, [illegible] કે તેને માટે પાકી સડક જોઇએ. હવે રહી આગગાડી. આગગાડી તો [illegible] તમને શું ખબર કલકત્તે પહોંચાડશે, પરન્તુ તેની પ્રતિજ્ઞા બહુ કડક હોય છે. તેને તો [illegible] રલ (Parallel) એ સરખી રેલ્વે લાઇનોજ જોઇએ.—એને તો લોઢાંના સમતોલ એક સરખા પાટા નાખેલી સડકજ જોઇએ. વળી જે મોટા ચીફ એન્જીન્યરે જે રસ્તો ઠરાવી આપેલો અને જે લાઇનો નાખી આપેલી તેજ પાટા ઉપર ડ્રાઇવરે એ આગગાડી ચલાવવી જોઇએ. લગાર એક ઇંચ જેટલી પણ પાટાથી બહાર ગાડી ચલાવવાનો ડ્રાઇવરને અધિકાર નથી. આમ છતાં વળી ડ્રાઇવરની ખાસ ફરજ તો એ છે કે, રસ્તામાં કાંઇ નડતર હરકત કે નુકસાન છે કે કેમ? માર્ગમાં નડ કરે એવી વસ્તુ આડી પડી છે કે કેમ? સામેથી કિંવા પાછળથી બીજી કોઇ ગાડી આવે છે કે કેમ? બીજી ગાડી સાથે અથડામણ થઇ પડશે કે કેમ? એ સર્વ વાતોની સંભાળ ભરેલી સમય સૂચકતા જે તે વખતે ચોકસપણે રાખવાની હોય છે. ડ્રાઇવર જોકે આગળ ને આગળજ ચાલ્યાં જવાની પ્રવૃત્તિવાળી (Progressive) સ્થિતિમાં મૂકાયેલો છે ખરો, તોપણ જો તે બેદરકાર, માર્ગથી અજાણ, છાકટ, અને ખરી સ્થિતિ સમજી જનારો ના હોય તો ગાડી ઉંધી વાળે, પાટા ઉપરથી ખસેડી પાડે, સામેની બીજી ગાડી જોડે અથડી પડે, અને પોતે તો ગબડી પડે અથવા પટકાઇ પડે ને વખતે કચડાઇ જાય તો જાય, પણ સાથે વળી તેના આધારે, તેના વિશ્વાસે, તેને ભરોસે તેને પડખે રહેલા ઉતારૂ મુસાફરો પણ ચગદાઇ મરે.

## સદરહુ દ્રષ્ટાંતનો સાર.

**૫-પ્રભુના દ્વારે પહોંચાડનારા ધર્મગુરૂઓની ફરજ.**

ઉપલાં દ્રષ્ટાંતનો સાર એ છે કે, ખચ્ચરો રૂપી શુદ્રો, જેને જરથોસ્તીઓ "હુતોક્ષાંનો" કહે છે, તેવા આત્મજ્ઞાનમાં છેક પશ્ચાત રહેલા હલકા લોકો ડુંગરા ટેકરા ઓળંગીને અથડાતા કુટાતા, અનેક જન્મો ધારણ કરીને પણ પરમાત્માના મુકામે પહોંચશે તો ખરા, પરંતુ ભયંકર અને બિકટ મુસાફરી કરી કરીને ઘણે લાંબે માર્ગે, અને ઘણે લાંબે કાળે ધારેલે મથકે પહોંચાડશે; જ્યારે બેલગાડી રૂપી વૈસ્યો, જેને પારશીઓ "વાસ્ત્રિયોશો" કહે છે, તેઓ ઇશ્વરને ઓળખવાને લગાર જિજ્ઞાસુ થએલા હોય છે. તેઓ કાચી ગરાડે ગરાડે, આંચકા હિલા ખાતા ખાતા, જરાક ઓછા શ્રમે, લગાર ટુંકે માર્ગે, અને લગરીક વહેલા પહોંચશે. વળી ઘોડાગાડી રૂપ ક્ષત્રિયો જેમને જરથોસ્તીઓ "રથેસ્તારો" કહે છે, તેઓ લગાર આગળ વધેલા વર્ગના હોવાથી બેલગાડી કરતાં ઓછી અથડામણે, વધુ ટુંકા માર્ગે, અને વધારે જલદી પહોંચશે. પરન્તુ આગગાડી રૂપી બ્રાહ્મણો, ધર્મગુરૂઓ, જેમને પારશીઓ "આથ્રવનો" કહે છે તેઓ સૌથી શ્રેષ્ટ માર્ગે, શાન્તિથી, સર્વથી ટુંકે રસ્તે અને સર્વથી પહેલા વહેલા પરમાત્માના ચરણે જઇ નમસ્કાર કરશે અને કરાવશે. પરન્તુ શરત એવી છે કે, તેઓએ એવું તો પવિત્ર જીવન ગાળવું જોઇશે, એવાં તો કડક વ્રતો અને પ્રતિજ્ઞાઓ પાળવી જોઇશે, કે નીતિ-ધર્મ-સદાચરણ-સતપંથ અને પ્રભુતાથી કેવળ ઓટમોટ તૃપ્ત થઇ પોતાને માનનારા અનુયાયીઓને સતમાર્ગ બતાવી શકે. ઇશ્વરી જ્ઞાન સંપાદન કરીને સમાંતર સરખા પાટા ઉપરજ તેમણે પોતાનું વાહન હંકારવું જોઇએ, અને તેમના ચીફ એન્જીન્યર, અર્થાત,

ઠરાવી આપેલા માર્ગેજ રથ દોડાવવો જોઇએ, અને સામે ઉભેલા બીજા અથડી ના પડાય તેની સંભાળ લેતા રહેવું જોઇએ. પેગમ્બરોના પીરોએ ઓએ પોતાના ચીફ એન્જીન્યરોએ નાંખી આપેલી સીધી લીટીએ પોતાની ... જોઇએ. ધર્મગુરૂઓની આ એક ફરજ હું ભાર દઇને કહું છું, કે પોતાના ..ણ બુધ્ધિના યજમાનોને ઇશ્વર વિષેનાં શુદ્ધ જ્ઞાનની પ્રથમથીજ સમજુત કરવા જતાં અર્થના મનર્થ થવા સંભવ હોવાથી પગથિયે પગથિયેજ બોધ આપવો. જેમકે કર્મના સિધ્ધાંત ફુટિયા કીધાથી જો શિષ્યો પરમાત્માનું ગૌણત્વ ગણતા થાય અને કર્મનું પ્રાધાન્ય સમજે, જો પુરૂષાર્થનું પ્રાધાન્ય ને પ્રારબ્ધનું ગૌણત્વ સમજી નાસ્તિક વિચારો કરીને આડે માર્ગે ઉતરી પડતા જણાય તો પરમાત્માના અસાધારણ અધિકાર વિષે, પરમાત્મા પોતાની ઇચ્છાનો માલિક હોવા વિષે તેમની શ્રધ્ધા, તેમની યકીનદારી કે દીનદારીમાં અંતરાય પડવા દેવો ન જોઇએ. મુસ્લીમનું રહસ્ય તો આ બાબતમાં સ્પષ્ટ સમજાય એવુંજ છે

## અલ્લાતાલાનો અસાધારણ અધિકાર.

**૬–પ્રભુ પોતાની મરજીનો માલિક છે.**

પરમાત્માએ સૃષ્ટિ રચના કરતી વેળાએ સઘળું નિયમાનુસાર નિશ્ચિતપણે ઠરાવીજ રાખેલું હોવાથી તેના કાર્યમાં ખુદ તે પોતે પણ કાંઇ ફેરફાર કરી શકતા નથી, બધું નિર્માણ કરીજ રાખેલું હોવાથી ગમે તે પ્રસંગે અને ગમે તે સ્થિતિમાં તેનાથી ન્યાય સિવાય દયાભાવ બતાવી શકાતોજ નથી, માત્ર કર્માનુસાર જગતનો વહેવાર ચાલે છે, એ સિધ્ધાંતનેજ વળગી રહી સાધારણ સમજશક્તિના લોકોને બોધ આપવાથી લાભ કરતાં હાનિ વિશેષ થવાનો સંભવ રહે છે, અને દુઃખના ભયાનક પ્રસંગોએ સામાન્ય જનલોક પોતાની ધીરજ ખોઇ દઇ નિરાશા અને નાસિપાસીમાં નાસ્તિક બનતા જાય છે. એટલા માટે પરમાત્માના અસાધારણ અધિકારો વિષે પણ ખ્યાલ કરવાની આવશ્યકતા જણાય છે. તે માલિક પોતાના બંદાઓ ઉપર પ્રસંગોપાત કૃપાદ્રષ્ટિ કરીને દયા ભાવ દેખાડવાની વેળાએ દયા જો ન બતાવે તો તેની અપરંપાર મોટાઇ અને મરજીના પ્રૌઢપણા વીશે મનુષ્યના મનમા કનિષ્ટ વિચારો ઉત્પન્ન થવા પામે.

બ્રિટિશ શહેનશાતનો દાખલો લઇએ તો જણાશે કે ન્યાય અને ઇનસાફ કેવી રીતે કરવો તેના કાયદા કાનુનો ન્યાયધિશો માટે મુકરર કરી દીધેલા હોય છે, ખુનીને ફાંસીનીજ સજા અને ચોરને કેદનીજ શિક્ષા; આવી રીતે ઠરાવી આપેલા કાયદાની બહાર એક ઇંચ પણ ન્યાયાધિશોથી બીલકુલ જવાતું નથી, પરન્તુ એક ખુનીને ફાંસીએ લટકતો બચાવવા સારૂ રાજા જ્યોર્જને તો અસાધારણ અધિકાર હોય છે. આપણા રાજ્યના સઘળા નિયમો અને નિબંધોમાં પણ મહારાજા શ્રી સયાજીરાવના હજુરના અસાધારણ અધિકારની અપવાદ રૂપ કલમો હોયજ છે એવા અસાધારણ અધિકાર રાજા જ્યોર્જ કે સયાજીરાવ મહારાજે પોતાના નિમેલા ન્યાયધિશોને આપેલા હોતા નથી; તો જોકે તેમને માટે પણ દરેક કાયદાના અપવાદો ઠરાવી આપેલા હોય છે. જે રીતે Imperial Government સાર્વભૌતિક અધિરાજ્યની મરજી એ પણ એક કાયદો હોવાથી ચક્રવર્તિત્વ કહેવાય છે, જેવી રીતે ધર્માધ્યક્ષનું ધાર્મિક ફરમાન છેવટનું ગણાય છે. તેવીજ રીતે દરેક ધર્મોમાં એક મહામંત્ર હોય છે. અમારા જરથોસ્તી ધર્મનું મહામંત્ર છે કે,

" યથા અહુ વઇર્યો અથા રતુશ, અપાત ચિત, હચા વંઘહેઉશ
દઝદા મનંઘહે પયઓથનનામ અંઘહેઉશ મઝદાઇ, ક્ષથ્રેમચ
અહુરાઇ આ ઇમ દ્રગુબ્યો દદત વાસ્તરેમ. "

એટલે, જે પ્રમાણે એક પાદશાહ પોતાની ઇચ્છામાં આવે તે પ્રમાણે કરવા . . . ધારણ અધિકાર છે, તથા જે પ્રમાણે ધર્મના સર્વથી શ્રેષ્ઠ ધર્માધ્યક્ષ પોતાની મરજી . . ધાર્મિક કાર્યોમાં આપ અખત્યાર છે, તેજ પ્રમાણે બેહમન કહેતાં ઉચ્ચ મનની બક્ષીશે કરી પરમાત્માના ઇચ્છિત કામો આપ અખત્યારીથી થવા કાજે પરમાત્માનો સ્વેચ્છા મુજબનો અસાધારણ અધિકાર સર્વ સૃષ્ટિ ઉપર ચાલે છે. શાયર ફિરદુશી તુસીનો પણ કોલ છે,

કે બખ્શન્દેહ ઉ અસ્તો દારન્દેહ ઉય;
બુલંદ આસમાનરા નેગારન્દેહ ઉય.
સેતમ દીદેહરા ઉસ્ત ફર્યાદરસ;
મનાઝીદ બા નાઝેશ ઊ બ કસ.

તે માલિક પાક ગુપ્ત બક્ષીશો ઉતારનારો, અને સૃષ્ટિની સંભાળ રાખનારો છે. ઉંચા આકાશને ઉભું રાખીને તેને શણગારનો પણ તેજ છે. જેમના ઉપર અન્યાય, ગેર ઇનસાફ, અને જુલમ પડે છે તેમની ફરિયાદો સાંભળનારો સર્વથી છેલ્લો સર ન્યાયાધિશ પણ તેજ છે. તે માલિકના અસાધારણ અધિકાર વિષે કોઇએ પણ શંકા લાવવાનું કશું કારણ નથી જેમ વેદાંતમાં, કુરાન કે બાઇબલમાં વર્ણનો છે તેમ અમારા ધર્મમાં પણ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે કે:

" સ્પસ્ત નામ અહિ, વીત નામ અહિ, દાત નામ અહિ,
પાત નામ અહિ, શ્રાત નામ અહિ, જનાત નામ અહિ,
ઝનોઝ્ત નામ અહિ, ફ્રાઉમાઓ નામ અહિ, ફ્રપ્રા-માઓ
નામ અહિ, ઇસે-ક્ષત્રો નામ અહિ. ઇસ ક્ષથર્યો તેમો
નામ અહિ, નામો-ક્ષથ્રો નામ અહિ, નામો-ક્ષથર્ગો તેમો નામ અહિ"

પરમાત્મા કહે છે કે: "હું સંરક્ષણ કરવાવાળો છું. હું સર્વનો ખેરખાહ સર્વ વ્યાપક અધિકારી છું. ગુપ્ત બક્ષીશો ઉતારવાનો હું અધિકાર ધરાવું છું. હું બધાનું પોષણ કરવાનો અધિકાર રાખું છું. સર્વમાં દુઃખ સુખ સમજનારો હું સર્વજ્ઞ છું. હું મ્હારા આ બધા અધિકારોને પિછાનનારો છું. હું સર્વની વૃદ્ધિ કરવાનો મુખત્યાર છું. સૌનું કલ્યાણ કેમ કરવું તેના મંત્રોને હું જાણનારો છું. હું **મ્હારી મરજી મુજબ મ્હારૂં પ્રભુત્વ, મ્હારી ખુદાવંદી ચલાવનારો છું; એટલુંજ નહીં, પણ અસાધારણ અધિકાર વાપરીને હું મ્હારી ઇચ્છા પ્રમાણે મ્હારી હકુમત** ચલાવી શકું છું." ટુંકમાં પોતાનું દિલ ચાહે તે રીતે સ્વેચ્છાથી પરમેશ્વરપણું ચલાવનારો જે પોતાને કહેવાડે છે. તે અસાધારણ અધિકાર ધરાવનારોજ હોવો જોઇએ. એટલા માટે તેની અનહદ ગુપ્ત દયા માટે નિશંક નિસંદેહ રહી તેનુંજ સ્મરણ નિત્ય કરતાં રહેવું જોઇએ.

## પરમાત્માએ મુકરર કરેલી ગુપ્ત શક્તિઓ.

જે પ્રમાણે એક રાજા કે પાદશાહે નિમેલા ન્યાયાધિશો અને અધિકારીઓ, રાજાના બાંધેલા સંપૂર્ણ કરી આપેલા કાયદાઓને પકડીનેજ ન્યાય કરી શકે છે, અને જે પ્રમાણે

**૭–દૂતો–ફિરેસ્તાઓ–ઇઝદો–વિ. ગુપ્ત મદદગારો.**

તેમને કશા અસાધારણ અધિકાર નિયમ નિબંધની બહાર જઇને, વાપરવાની સત્તા હોતી નથી, તેજ પ્રમાણે પરમાત્માએ નિમેલા અધિકારીઓ જેઓને દૂતો, ફિરેસ્તાઓ, ઇઝદો વિગેરે કહેવામાં આવે છે, તે સર્વને સાર્વભોમ પ્રભુ–સરકારે જે અલૌકિક કાયદા ઠરાવી આપેલા હોય છે, તે કાયદાની બહાર જઇને, પોત પોતાના અધિકાર વિરૂધ્ધ તે ગુપ્ત અનદીઠ શક્તિઓથી પણ અસાધારણ અધિકાર વાપરી શકાતા નથી; તે તો માત્ર પરમ તત્વની સત્તાની વાત છે. " તુલસી રેખા કરમકી, મીટ શકે ન રામ " એવું જે સિદ્ધાંત તુલસીદાસે કર્મને વિષે કહ્યું છે, તે એવું કે નિર્માણ કરેલું રામ પણ ફેરવી શકતા નથી, પરન્તુ તુર્તજ તેમણે પાછું કહી દીધું છે કે; " **મીટે તો અચરજ નહીં**, પર સમજ કિયો હય કામ." ધર્મશાસ્ત્રોના ઘણાંક સુત્રો ને મંત્રો ગહન અને ગુપ્ત છે, જેનું તત્વ સત્વ બધાંજ કાંઈ સમજી શકતાં નથી. માટે સર્વ ધર્મો જેના અધિકાર, અને જેની સત્તા વિષે એકમત હોય તેને મનુષ્ય માત્રે માન્ય ગણવો જોઇએ. વળી ઘણાં લોકો જે તત્વ કે સિધ્ધાંતની નિંદા કરતાં હોય તેજ અધર્મ ગણાવો જોઇએ. " પરમાત્માની ઇચ્છા ગમે એ પ્રસંગે ગમે એવી થાય '—' એ સુત્ર જો નહીં ગ્રાહ્ય કરવામાં આવે તો સૃષ્ટિ રચના એક ગુલામી બંધન થઇ પડી નાસ્તિકપણું વધી જાય. જો તે માલિક પાક પોતાના ક્રોધની તલવાર બહાર કાઢે તો પેગમ્બરો, પીરો, અને વલીઓ પણ પોતાનું મોઢું છુપાવશે; અને જો તે સાહેબ કૃપાદૃષ્ટિ કરશે તો દુષ્ટ જનોને પણ સજ્જનોમાં ઉડસેલી દેશે. " સવ ધર્મને મુકીને, કર આશ્રય મુજ એક; શોચ મ કર હું છોડવીશ, સર્વ પાપથી છેક." એ ભગવત ગીતાનું વાકય છે. મી૦ બ્રાડલો નાસ્તિક મતનો હતો. પ્રભુના અસાધારણ અધિકારને તે માનતો ન હતો. પરમાત્મા જેવી કોઈ અનદીઠ શકિત હોય તો તે હવે નિઃસત્વ અથવા આણુાધિકારવાળી અને અશકત થઇ પડેલી શકિત હોય એમ તેનો મત હતો. જ્યારે તે એક પ્રસંગે રેલ્વેની મુસાફરી કરતો હતો ત્યારે તેજ રેલ્વેને એક અતિ ભયંકર અકસ્માત નડયાથી સઘળા ઉતારૂઓ કચડાઇને માર્યા ગયા, અને એકલો મી. બ્રાડલો બચી જવા પામ્યો. વળી તેને જરાએ ઘસારો કે ઘોકો પણ લાગ્યો નહીં! તેને હવે લાગ્યું કે શાસ્ત્રિય રીતે જોતાં પણ આ અકસ્માતમાં એક પણ જીવડો બચવો જોઇતોજ ન હતો, છતાં તેને **એકલાનેજ** કોણે બચાવ્યો! આ અસાધારણ બનાવમાં કોઇ પણ એક અદ્‌ભુત અલૌકિક શકિતનો અણદીઠ હાથ હોવોજ જોઇએ, એમ તેને ભાસવા લાગ્યું. કેટલાક વખતથી મ્હને એવી ને એવીજ કલ્પના થયાં કીધી, કે જ્યારે સર્વ કાંઈ કર્મ પ્રમાણેજ બને છે, જ્યારે સઘળું કર્મનેજ અવલંબીને ચાલે છે, ત્યારે ભક્તિ, પવિત્રાઇ, સત્ય, આસ્તિકભાવ કિંવા નાસ્તિકભાવ એ સર્વ શું કરી શકે? પરમાત્માની સત્તાજ જો એકવાર નિશ્ચિત થઇને પ્રભુતા જ જો મર્યાદાવાળી હદ બાંધેલી જ બનેલી છે, તો પરમાત્માનો શું કાઇજ અધિકાર રહ્યો નથી? એટલામાં તા. ૬ઠી જુલાઇ ૧૯૨૧ ના દિવસે મ્હારે ત્યાંજ એક એવો ભારે અકસ્માત બનાવ બન્યો. માળ તુટી પડયો, પરન્તુ આખું માળું અમો ઘરમાં વસનારાંના માથા સુધી આવીને અધ્ધર હવામાં જાણે અટકીજ પડયું! આ ચમત્કાર કોણે કીધો? ગુરૂત્વાકર્ષણ અને શકિતનું ગૌરવ ( Force ) કોણે અટકાવ્યાં? એક સર્વ વ્યાપક અને સર્વ શકિતમાન મહાન શકિત, જેને અસાધારણ સત્તા હતી તેનોજ એ મોજેજો હતો. મુંબઇમાં ત્રણ માળની એક ઉંચી હવેલીની બારીમાંથી ૪–૫ વર્ષનું બાળક જમીન ઉપર નીચે ગબડાઇ પડયું છતાં, મુંબઇનીજ ભૂમિના ગુરૂત્વાકર્ષણ ( Attraction of Gravity )

નો કાયદો કોણે તોડ્યો ? કે તે બાળકને સલામત હસતું રમતું, જીવતું જાગતું ઉંચકી ખોળામાં આવ્યું ? અહીં નદી ઉપરના ઉંચામાં ઉંચા રેલ્વે-પુલ ઉપર ડબામાંથી એક પારસી છોડી ઉથ-લાઈ પડી, પુલની વચ્ચમાં થઇને નદીમાં સરકી પડી, ત્યાં તે ટ્રેનનો ગાર્ડ તેણીનોજ બાપ મૂકાયો હતો, સાથે માતા બેઠી હતી, તેણીએ એલાર્મની સાંકળ ખેંચવાથી બાપે ગાડી ઉભી રખાવી, અને નદી ઉતરી તે છોડીને જરા પણ ઇજા વિના તેણીનો ગાર્ડ-બાપ સાજી સમી ઉપર ઉંચકી લાવ્યો, ને ગાડી સડસડાટ પાછી ચાલી. ત્યારે ત્યાં પણ Force નો કાયદો બાજુએ મૂકનાર અસાધારણ સત્તા ધરાવનાર કોણ હશે ? પરમાત્મા.

## કર્મનો કર્તા કોણ ?

**૮-કર્મ પહેલાં શું હતું?**

મનુષ્યના મનમાં જ્યાં સુધી એવાજ પ્રકારના નિશ્ચયો દ્રઢપણે જડ ઘાલી રહ્યા હોય છે, કે આગલાં પાછલાં કર્માનુસાર જે તે નિર્માણ થઈ ચુકેલુજ હોય છે, જેમાં પરમાત્માથી પણ ફેરફાર કરી શકાતો નથી, ત્યાં સુધી એકજ પ્રશ્ન ઉત્પન્ન થયાં કરે છે કે, " જ્યારે કર્મ ન હતું ત્યારે કર્મને કોણે અને શા કારણે ઉત્પન્ન કર્યું ? " એવા નિશ્ચયથી નવા નવા નિશ્ચયો માનવીની કલ્પનામાં પ્રવેશ કરી શકતા નથી, અને અલ્લાતાલાની અસાધારણ સત્તાના ખ્યાલો મૂળ ઘાલી શકતા નથી. આગલા વખતમાં ઉપર લોકો માનતા હતા કે, ઈસ્ટરના તહેવારો ઉપર સૂર્યનારાયણ નાચે છે ! જેઓ પ્રભુની અદ્દભુત સત્તા અને કળાને માનતા હતા, તેમને ઈસ્ટરના દહાડાઓ ઉપર નાચ નચતો પણ દેખાતો હતો ! દરેક ન્હાનાં જીવજંતુની બનાવટને પણ માણસ સમજી શકતા નથી તો જે અનંત છે તેને તેઓ કેમ સમજી શકે ? જે મહાન બાને, જે મહા શક્તિએ લાખો સૃષ્ટીઓ અને લાખો આકાશો ઉત્પન્ન કર્યાં છે, અને જે ઇચ્છા કરે છે કે " આમ આમ થાઓ ! " તો તે પ્રમાણે થઇ જાય છે. "કુન ફ્રય કુન !" એવો જેનો હુકમ નિકળતાંજ આખી સૃષ્ટિ રચના થઇ જાય છે; પ્રલય પછી જેનો ધ્વનિ " ओंकार " નિકળતાંજ બ્રહ્માંડો બને છે, તેની અસાધારણ સત્તા કર્મના કાયદાને પણ બાળી ભસ્મ કેમ ના કરે ? જે કર્તાએ સર્વ કાંઇ ઉત્પન્ન કર્યું છે, અને જે સઘળી વાતો દરેક પળે જાણનારો સર્વજ્ઞ છે, અને જે સર્વશક્તિમાન કહેવાયો છે, તે તમામ પ્રભુ જળ હોય ત્યાં સ્થળ, અને સ્થળ હોય ત્યાં જળ પલકવારમાં કરી શકે છે, રજના પર્વત ને પર્વતની રજ ઘડીવારમાં કરી શકે છે; ઘાસનાં તણખાંને પત્થર ને પત્થરને તૃણ બનાવી શકે છે, અગ્નિનો કાયદો ઉષ્ણતાને લઇને વસ્તુઓને બાળી નાખવાનો છતાં તેને ઠંડો ગાર કરી દઇ તે ઉપરથી માણસોને ચલાવી શકે છે; હીમ અગ્નિ થાય અને રાયનો રંક કે રંકનો રાય પલકારામાં થઇ શકે છે, એ તેની અસાધારણ સત્તાનું પરિણામ સમજવાથી ઇનશાનને શાણુ આવી શાન્તિજ થાય છે. He changes a fly into an elephant. તે સાહેબ એક માખીને હાથી પણ બનાવવાની સત્તા ધરાવતો એક ફિલસુફ઼ માની ગયા છે; કેમકે

હુક્મ અઝ રાયો ફરમાને ઉ રાહ નીસ્ત,
ખુરો માહ અઝીન દાનેશ આગાહ નીસ્ત.

તે પરવરદેગારના હુકમ અને ઇચ્છા વગર બીજી કોઇ રીતિજ નથી. સૂર્યને અને ચંદ્રમાને પણ તેની સત્તાની ખબર હોતી નથી; અને રંકના રાય કરવાનો જે તેનો અસાધારણ અધિકાર

તે થકીજ તો તેણે ઉલીમ છીરવામાં અણુ મુસાહુલ બોહિયા નામનો ઇરાની માછી જે લાચાર સ્થિતિમાં તેની દયા માગતો હતો, તેના ત્રણ દીકરાઓ ઇમાદ, રૂકન અને મોયઝને રાજપાટ આપીને એકદમ રાજાઓ બનાવ્યા હતા. સૃષ્ટિનો કારભાર ચલાવવામાં પરમેશ્વર જે સંપૂર્ણ સત્તા પોતાના જ હાથમાં રાખી રહ્યા છે, તેથીજ સૃષ્ટિમાં સઘળે સુંદરતા લાગે છે, ને બધે આનંદ પણ પ્રસરી રહ્યો છે. તારાઓ પણ એવાં ગીતો ગાય છે કે, " આપણું સઘળાઓને બનાવનારા હાથોમાં અલૌકિક સત્તા છે. " પશુ પંખીમાં કે સૌ જીવજંતુમાં તેમજ સૌ મનુષ્ય માત્રમાં કે દેવતાઓમાં ઓતપ્રોત બસ પરમાત્માનીજ સત્તા વ્યાપી રહેલી હોવાથી જ્યાં જ્યાં ખ્યાલો ને કલ્પનાઓ કર્યે ત્યાં ત્યાં પરમાત્માની જ લીલા દૃષ્ટિગોચર થાય છે આ વિચાર દૃઢ કરવાથી આપણને આપતો કે 'અકસ્માતોના દુઃખોનો પડછાયો પણ જણાશે નહીં. જે થવાનું તેજ થશે, એવીજ માન્યતા રાખી રહેનાર ઇનસાન, જે સર્વ કાંઇ પરમાત્માની અખંડ શકિતમાંથી ઉત્પન્ન થાય છે, અને તેની અપાર શકિત, અસાધારણ સત્તા, અખુટ ઇચ્છા, અને અનંત ડહાપણમાંથી સર્વ કાંઇ જે તે વખતે નિપજે છે એવું માનતો નથી; એટલુંજ નહીં પણ જેમ કવિ પોપ કહે છે તેમ, બેહદ વિસ્તારવાળા અને અખંડ સત્તાવાળા જે સાહેબના આપણુ સઘળા ભાગો છિયે, તથા તેની ઇચ્છા અને અધિકાર એજ જેનું શરીર છે. એવું પણ માન્ય રાખતો નથી તે મનુષ્ય ઇશ્વરની ભકિત, અલ્લાતાલાની નિમાજ, અને ખુદાવીંદની બંદગી કરવામાં બેદિલ થઇને દુઃખી જ થયા કરે છે આવું વગર સમજનું ફલ સંઘરવા જોગ થઇ પડતું નથી ઇશ્વરની ઇચ્છા વિષે મનમાં જેવી ભાવના થાય છે, તેવીજ ભાવના બહાર પ્રગટી નિકળે છે. પ્રભુની અસાધારણ ઇચ્છા અને અખંડ સત્તાનું સ્મરણ કરનાર તો પ્રભુનાં સાક્ષાત દર્શન લઇ તેને પ્રત્યક્ષ દેખે છે.

## આત્મિક બળ.

**૯—આત્મા અને પરમ આત્મા.**

આપણો આત્મા ઉંચ ગુણોથી ઓતપ્રોત ભરપુર છે. આત્મા કે પરમાત્માની સંપૂર્ણ સત્તા આગળ કર્મના દોષની ફિસાદ શી હોઇ શકે? આપણા પરવરદેગારની વખતો વખત આપણા ઉપર ઉતરી આવતી દયાની કુદરતનું ચિંતન કરવાનું છોડી દેઇને, આપણામાં જે દોષ નથી તેનું ખ્યાલી ને ખાલી વમાસણ કરવું એ ભગવત સત્તા વિષે શંકાશીલ રહેવા જેવું હોય છે. પ્રભુ છે તે મારી આપનારો છે, રહેમિયત અને દયાનો ભંડાર છે, એ સત્ય વાતને નહીં માનતાં એકલાંજ કર્મને કૂટયા કરવાથી અનર્થ થાય છે. જેઓ પરમાત્માની સ્વતંત્ર સત્તા ને ઇચ્છા વિષે સંપૂર્ણ છે તેઓ તેલની કડકડતી ગરમ કઢામા પડતાં ગણકારતા નથી, કરવત વડે વહેરાતાં પણ ડગમગતા નથી. ગળાં ઉપર છુરી ફરતાં પણ ધ્રુજતા નથી, અને તે કૃતિને ચમત્કાર કહેવામાં આવે છે, અને તેવા ચમત્કારને નમસ્કાર થાય એમાં નવાઇ શી છે? જેઓ યકીન કે ઇમાન વગરના હોય તેમનેજ ઇશ્વરિ અસાધારણ સત્તા ઉપર વિશ્વાસ હોતો નથી. માણસ પોતાના આત્માનું મહત્વ ને ઉચ્ચપણું ભૂલી ગયાથી જ જરા જરામાં ભય પામી શંકા-યુક્ત બને છે.

" The human Will, that force unseen,
The offspring of a deathless soul,
Can hew a way to any goal,
Though walls of granite intervene."

## કર્મ ઉપર પ્રભુની અદ્દભુત સત્તા.

૧૮—કર્મ વડું કે કર્તા?

ગોવીંદ સ્વામી સ્નાન કરીને પવિત્ર થયા ત્યારે કુકર પાપી તેમના શરીર ઉપર મૂતર્યો, તોયે તે પાપીને શિક્ષા ન કરતાં તેને ભક્તિને માર્ગે પ્રભુએ કાં લગાડયો? ફરી ફરીને યુધ્યકે નંદદાસને ડખો માર્યા છતાં તેનાં કર્મ તરફ ન જોતાં પ્રભુએ તેના ઉપર કરૂણા કરીને જળની શીતળતામાં શા સારૂ રાખ્યો? હરિનો જે પૂર્ણ ભક્ત અંબરિષ, તેને દુર્વાસાએ ઘણોએ દુઃખી કર્યો તો પણ મૂનિનાં આ કુકર્મ તરફ નજર ન કરતાં તેનું રક્ષણ જ કર્યા કીધું. એમ કાં? ઠગ લોકે જયદેવના હાથો કાપી નાખી તેને કૂવામાં નાખ્યો તેવા ઠગને રેજ રાજા પાસે પુજાવીને સુખ કાં અપાવ્યું? વાઘની બીકથી પારધીને વશ થએલ વાનરી પારધીના ભરોસા ઉપર રહી, તે પારધીએજ દગો કરવા છતાં તે પારધીને પ્રભુએ સ્વર્ગમાં કાં મોકલ્યો? હરિજનને લુટારાએ લુટીને તેને કાપી નાખ્યો છતાં તેનાં દુષ્ટ કર્મ તરફ ન જોતાં ઉલટો અમુલ્ય હીરો લુટારાને આપી સંતોષવાનું શું પ્રયોજન? ઠગ વાણિયાનો વેશ લઇને નારાયણે પોતાના સેવકનીજ સ્ત્રીને કાં મારી નાખી? એ સર્વમાં ઇશ્વરની ઇચ્છા, સત્તા, અને અસાધારણ અધિકાર શું આપણે અનુભવતા નથી? જ્ઞાની કિંવા ભક્ત જે તેની ઇચ્છાને વળગી રહ્યા છે એ બન્ને પ્રભુનાજ પુત્રો છે, પરન્ત્ય જ્ઞાની છે તે સમજણો છે માટે મોટો દીકરો કહેવાય છે, અને ઇશ્વરનીજ એકલી સત્તાને માનનારો તો ન્હાના બાળક જેવો હોવાથી ઇશ્વરને પોતાના ન્હાના દીકરા ઉપર તો વડા દીકરા કરતાં પણ વિશેષ વહાલ હોય છે. અર્થાત્ ઇશ્વરના અસાધારણ અધિકાર પ્રત્યે અવલંબીને રહેલો ભક્ત તો ઇશ્વરની દયા પ્રાપ્ત કરવા ઉપરજ ચોંટેલો હોય છે.

ભક્ત બાલ બડ જ્ઞાની સુત, જુગમ જાની રઘુરાઇ;
પૈ ન પ્યાર બાછલ્ય વહાં, સીસુ પૈ અતિ અધિકાઇ.

જીવભાવમાંજ ધાસ્તી રહે છે, ઇશ્વરભાવમાં બિવાનું હોતુજ નથી પ્રભુની ઇચ્છાના ભાવ ઉપર આનંદે રહેવાય. પરમાત્મા સર્વદા આપણા રક્ષક છે, દયા રાખનારા છે, એવું માનનારા જીવોને કર્મનો ભય ક્ષુલ્લક જણાય જે ઘડીએ પ્રભુના અધિકારમાં જીવ અવિશ્વાસ કરે છે તે ઘડીએ તેને ભય લાગવા માંડે છે. આવી તેવી સાવધગીરી નહીં રાખીશ તો અમુક તમુક વિપત્તિ આવી પડશે, એવું અભિમાન રાખવા માંડતાંજ અંતઃકરણ ધ્રુજવા માંડે છે, કેમકે ભગવાનની અમર્યાદ ને અનંત સત્તા મર્યાદિત અને અંતવાળી ભાસતાંજ આપણો અવિશ્વાસ થાય છે. ગમે એવડી સાવધાવનગીરી કરતાં ઇશ્વર ઉપરની ગમે એવી શ્રદ્ધા જ બળવાન થઇ પડે છે. અફ્ગનવંશ ગાથામાં એક કહેવત કહી છે કે; "અથાનો અંધહત યથા હવો વસત." એટલે કે, જેવી પરમાત્મા ઇચ્છા કરે તેવું અમને થજો '" ટુંકમાં, ઘણીવાર કર્મનું ગૌણત્વ અને ઇશ્વરની ઇચ્છાનું પ્રાધાન્ય કહેવામાં આવ્યું છે. કેમકે, જ્યારે કર્મનું અસ્તિત્વ નોતું ત્યારે કર્મને ઉત્પન્ન કરનારો પરમાત્મા હતોજ. કર્મનો જે ઘડનાર તેની સત્તા બહાર તે હોયજ નહીં. કાયદો ઘડનાર અને કાયદાની અમલ બજાવણી કરાવનાર જે મહાન રાજ્ય-સત્તા તે સત્તાના અધિકારમાંજ તે કાયદો ગમે તે પ્રસંગે રદ કરવાનો, તે કાયદામાં સુધારો વધારો કે ઘટાડો કરી ફેરફાર કરવાનો, કિંવા અમુક મુદત સુધી મુલતવી રાખવાનો અસાધારણ અધિકાર હોય છે. જો કર્મના કાયદા ઉપર ભૂતકાળની સત્તા ભગવાનનીજ ગણાય, તો વર્તમાન કાળ કે ભવિષ્ય

કાળમાં, તે શહેનશાહોના શહેનશાહ અને બાદશાહોનાબાદશાહની સત્તા નિર્મુળ થએલી માનવાને આપણી સાધારણ બુદ્ધિ પણ ના પાડે છે. જે પ્રસંગે અમુક કામ થવું જોઇએ અને અમુક કામ થવાનું હતું તે ન જ થવુ જોઇએ એવો પરમાત્માને સંકલ્પ થાય અને તેની ઇચ્છા મુજબનો હુકમ થાય ત્યારે સઘળું ડહાપણ અને બધી અક્કલ એક કોરેજ રહી જાય છે.

ચું બાયરતેહ કારી બુવદ ઈઝદી;
બ યક સુ રવદ દાનેશી બેરદી.

## દ્રષ્ટાંતથી સિદ્ધાંતની સમજુત.

જેઓને પરમાત્માની સંપૂર્ણ સત્તા વિષે સંપૂર્ણ ભરોસો છે તેઓને કોઇ કાલ્પનિક માની લીધેલા કાયદાથી અંતરાય આવે નહીં. એકવાર એક વહાણ ઉપર સ્વારી કરી, પરસ્પર અત્યંત પ્રેમ રાખનારૂં ધણી ધણિયાણીનું એક જોડું સમુદ્રની સફર કરતું હતું, એવામાં ભારે તુફાન ચઢી આવ્યું, અને વહાણે ડોળા ખાવા માંડયા. બધા મુસાફરો નિરાશ અને નાઉમેદ થઇ ગભરાટથી કલાહોલ કરવા લાગ્યા, પરન્તુ પેલી સ્ત્રીનો

**૧૧–એક પ્રેમી જોડાંનું ઉદાહરણ.**

ધણી જેટલી પણ બચવાની યુક્તિ સુઝી એટલી કરવા લાગ્યો. કેટલીક વારે તેણે પોતાની સ્ત્રીને એક ખુણે દિલગીરીથી બેસીને આંસુ પાડતી દીઠી. એટલે તે તેણી પાસે ગયો, અને ખુદાઇ શક્તિ તથા કુદરતની અપરંપાર સત્તા વિષે તેણીને બહુ બહુ સમજાવતાં બોલ્યો કે;

અગર મેહેર બા કીન ન યામીઝદી.
સેતારેહ ઝ બેશમશ ફેરૂ રીઝદી.

પરવરદેગારે જો કહેરની સાથે મહેર ભેળી નહીં હોત, કીના જોડે દયા જોડી ના હોત, તો આકાશ ઉપરના એકેએક તારાઓ જમીન ઉપર ખડી પડયા સિવાય રહેત નહીં. એટલામાં તો તુફાન બેહદ વધી પડયું. તે વહાણ હવે ખડક ઉપર અથડી પડવાની તૈયારીમાં હતું; જેથી તે સ્ત્રી બોલીઃ–"મ્હારા વ્હાલા ખાવીંદ! હવે ગભરાટનો પાર નથી, કંઠે પ્રાણ આવ્યો છે. જે વખત જાય છે તેટલામા વહાણ દરિયાની તળે જઇને અથવા ખડકને લાગીને આપણ બન્નેને મૃત્યુના મુખમાં થોડીજ પળમાં મૂકી દેશે. આમ છતાં તમે ડાહી ડાહી વાતો કરીને શાયરી ચલાવવા જેટલું ઠંડુ કાળજું કેમ રાખો છો?" આ સાંભળીને તેનો ધણી વહાણના બીજા ભાગ તરફ દોડયો, અને એક તલવાર મ્યાન બહાર ખેંચી કાઢી સ્ત્રીને કહેવા લાગ્યોઃ–"પ્યારી હું હવે ત્હારૂં ખૂન કરૂં છું; કેમકે આમ પણ તો તું મોતનાંજ ડાચાંમાં છે તો વહેલી મરશે તો શું મુઝાયકો છે?" બાયડી મૂગી બેઠી એટલે પુરૂષે પૂછ્યુંઃ–"કેમ છે? તું પણ હવે ઠંડે કાળજે કેમ બેઠી છું? શું તને આ સમશેરના ફટકાનો ડર નથી લાગતો શું!" સ્ત્રી કહેઃ–"વ્હાલા સ્વામી! આ તમે જે તલવાર ઉગામી છે તેનો કિંચીત ભય કે ધાસ્કો મ્હને લાગતો નથી, કાંકે મ્હને સંપૂર્ણ શ્રધ્ધા છે કે, આ **તલવારની મુઠ મ્હારાને મ્હારા જીવજાન, દિલોજાન, જીગરના દોસ્તના હાથમાં છે, જે મ્હારા જાનને તો શું પણ મ્હારા એક બાલને પણ અળવળ આવવા દેનાર નથી એવો મ્હને ભરોસો છે. આ મ્હારી ખીરજ કુદરતી હોવાથી મ્હને જરાએ બીક કે ગભરાટ લાગતોજ નથી."** આ વચન સાંભળી પુરૂષે તલવાર પાછી મ્યાન કરી કહ્યુંઃ–"મ્હારી પ્યારી! તું ખાતરીથી માનજે કે

ત્હારા શુભેચ્છક ખેરખાહ ખાવીંદના હાથમાંની તલવારથી જેમ તને ત્હારો વાલ પણ લગાર વાંકો થવાની ચિંતા નથી, કેમકે હું ત્હારો ખાવીંદ જે ત્હારો રક્ષક કહેવાઉં, તે ત્હારું સંરક્ષણ કરનારના હાથમાં રહેલી તરવારની મુઠ જ્યાં સુધી તેનાજ હાથમાં રહેલી છે ત્યાં સુધી ત્હારે કશી ગભરાટ કરવાનું કારણ નથી, તેજ પ્રમાણે આપણા સંસારનું કે આપણા વહાણનું સુકાન તે પરવરદેગાર ખાવીંદના હાથમાં રહેલું છે, એમ જ્યારે તું ખાત્રીથી માનશે. ત્યારે તને સમુદ્રનાં આ ભયાનક તુફાનથી પણ જરાએ ધાસ્તી કે ગભરામણ લાગશે નહીં. ભલેને તુફાન ચોવડું વધે, છોને ગમે એ બલા કાં નહીં આવે, તોપણ તે માલિકની મરજી આપણને બચાવવાની જ હશે તો તુફાનથી આપણને કશુંએ થનાર નથી.

કસે અઝ ખાસ્ત યઝદાં ન યાબદ રહા;
અગરચે બુઆદ દર દને અઝદહા.

એક માણસ કદાપિ અઝદાનાં ડાચાંમાં કાં જઈ પડ્યો ન હોય, તોપણ દયાળુ પ્રભુના હુકમ અને ઈચ્છા વિરૂદ્ધ કાંઇએ થઇ શકનાર નથી. પ્રભુની અચાનક સહાયનું, ગુપ્ત બક્ષીશનું, અને ગેબી બસારતનું કામ એવું છે, કે જેમ આંખનાં પોપચા આંખમાં અચાનક કે ઓચિંતો ધુમાડો જવા જ દેતાં નથી, અથવા કાંઈ લાગી વળગી જતી વખ્તે તેમ એ પોપચાં આપોઆપ બિડાઇ જઇને બહારની તુચ્છ સત્તાને પોતાનામાં પ્રવેશ થવા દેતા નથી; અથવા જેમ પ્રેમી પુરૂષ પોતાની પ્રિયા તરફે મળેલી ભેટની આંકણી બજાર કિમ્મતથી કરતો નથી, પરન્તુ પ્યારીના પ્રેમનો જ વિચાર કરે છે, તેજ પ્રમાણે પ્રેમના ને ભાવના ભૂખ્યા ભગવાન તો પોતાના બંદાઓની લાગણી ભરેલી ભાકતનો જ વિચાર કરે છે.

## કર્મનો કાયદો પણ કાંઇ નાંખી દેવાનો નથી.

**૧૨-કર્મના કાયદાને અપમાન કરવાનું નથી.**

કર્મનો કાયદો કાંઇ ખોટો નથી, પરંતુ એકલા એ કાયદાથી જ ખુદાઈ સત્ય શોધી કઢાએલું છેવટનું માનવાને તમારી મનોવૃત્તિ ના પાડશે. આર્સેસીલ્યોસ હમેશાં સ્ટોઇક પંથવાળાઓની સામે થઇને કહેતો હતો કે, "કર્મ વિષે છેવટનું સત્ય શોધી કાઢવાને માટે મનુષ્ય માત્ર લાયક નથી." કાર્નિડાશે આ વાદવિવાદ સંબંધે છેલ્લા શબ્દો આ કહ્યા હતા કે; "કુદરતમાં તત્વની સત્યતા શી છે તે પિછાનવાને માણસની શક્તિ કાંઇજ નથી." મનુષ્ય જ્યારે પરમાત્મા ઉપર શ્રદ્ધા ને યકીનદારી વધારતોજ જાય છે, અને બીજાં ત્રીજાં બંધનોને તુચ્છ સ્વીકારતો જાય છે ત્યારે તે વધારે ને વધારે દ્રઢતાથી ઇશ્વરની ઇચ્છા અને તેની સર્વોપરી સત્તામાં માન્યતા રાખતો થઇ તે પરમ આનંદ મેળવતો જાય છે.

## અલૌકિક બનાવો ઉપર મન લગાડો.

**૧૩-પૃથ્વી પર રોજના ચમત્કારો થાય છે.**

અગમ્ય રૂષિ નામના જતિએ ઇ૦ સ૦ ૧૯૦૪ ના જાનેવારીમાં પોતાની વિલાયતની મુસાફરી વેળા,એ માત્ર સંકલ્પ વડે કેટલોક વખત સુધી પોતાના હૃદયના અને નાડીના ધબકારા બીલકુલ બંધ પાડી રાખી મોટમોટા કર્મવાદીઓને સ્તબ્ધ કરી મેલ્યા હતા. એ વાત પ્રસિદ્ધ છે. ત્યારે વૈદકિય શાસ્ત્રનો કાયદો પણ ક્યાં ગયો હતો ? એજ રૂઢ પરમહંસે ઇ૦ સ૦ ૧૯૦૧ માં પ્રો૦ મેક્સમુલરને તથા પ્રે૦ કાર્પેન્ટરને પણ

પોતાના સંકલ્પે કરીને ઉપર પ્રમાણે સુએલા જેવું પોતાનું પ્રેત બતાવી માણસ જાતે કહેલો વૈદકિય કાયદો ખોટો પાડયો હતો. હોલ્ટ વંશના પક્ષે આ વાદવિવાદમાં પુરવાર કરી આપ્યુ હતું કે; " માણસની કલ્પનાએ ઉપસ્થિત કરેલા કાયદાથી કરીને નહીં પણ પ્રભુની સત્તાજ ચાહે તો રંકને રાય અને રાયને રંક બનાવી શકે." શાયર ફિરદુશીતું વચન પણ એજ છે કે,

ચું મઝદાં કસીરા કુનદ નેક બખ્ત;
બી કોશીશ ઉરા રસાંનદ બ તખ્ત.

પરમેશ્વર જ્યારે કોઇ એકના ઉપર નવાજીશ કરવાની ઇચ્છા કરે છે ત્યારે વગર કર્મ કરવે તેને તખ્ત ઉપર લાવી બેસાડે છે. બંદાની મુરાદ પાર પાડવાની સત્તા તે સાહેબ ગમે ત્યારે વાપરવાને સ્વતંત્ર છે. પરમ આત્માથી જે આત્મા વશિભુત થએલો છે તે પરમ આત્માજ હમેશનો મિત્ર થઇ રહેલો છે.

बन्धुरात्मात्मनस्तस्य येने वात्मात्मनाजितः
नपव नियतो बंधुः नयव नियतो रिपु: ॥

## પ્રભુના કાયદાઓને અપવાદ છે.

૧૪–દરેક કાયદાને અપવાદ હોય છે.

બરાબર વિચાર ચલાવી, જગતમાં દરરોજ બનતા સંજોગોનો અભ્યાસ કીધાથી એવુ માલુમ પડશે, કે જ્યારે વ્યકિતવાચક કર્મ જેવું કાઇજ હતું નહીં ત્યારે પરમાત્માની ઇચ્છાથી, કહો કે તેના પ્રથમ ધ્વનિથી કર્મ પણ બંધાયું. પરમેશ્વરે સૃષ્ટિ રચનાના સંકલ્પ વેળાએજ ગુરૂત્વાકર્ષણના કાયદા, જોર કે શકિતના કાયદા, પ્રકાશ કે અવાજના કાયદા, કરણીના-પુનઃજન્મના ઇત્યાદિ અનેક કાયદા સ્થાપિત કર્યા તેની સાથે સાથેજ તેના અપવાદો પણ હોવા જોઇએ, એવાં અનુમાનને શું આપ મંજુર નહીં રાખશો ? પરમાત્માની ઇચ્છા, મરજી, સર્વોપરી સત્તા, અને અસાધારણ અધિકાર ભોગવવાના અપવાદ દરેક કાયદાને લાગુ સમજવા જોઇએ. ૪ વર્ષ ઉપર રેલ્વેના જાન્વરમાં એક ગરીબ બાઇએ ચાલતી ટ્રેને એક બાળકને જન્મ આપતાની સાથેજ બાકોરાંમાંથી તે ગર્ભનો લોચો કપચી પાથરેલી સડક ઉપર જોરથી અફળાઇ પડયો, અને ઘણે વારે જ્યારે ઝડપથી દોડતી ટ્રેનને થોભાવી તે બાળકનો પત્તો પાડવામાં આવ્યો ત્યારે જરા પણ નુકશાન થયા સિવાય તે બાળક જીવતું મળી આવ્યું હતું. એ શું " ફોર્સ " કહેતાં જોર અને " ગ્રેવિટી " કહેતાં ગુરૂત્વાકર્ષણના કાયદાનો અપવાદ નથી ? માત્ર દોઢ બે વર્ષ ઉપર કલાકના ૩૫ માઇલની ઝડપે દોડતી પંજાબ મેલમાંથી પાલઘર તરફ પાંચ વર્ષની બાળકી દૂરના ખેતરમાં ઉથલાઇ પડી, અને તેના શરીરને કે પ્રાણને કશી પણ હાનિ થઇ નહીં, તે વેળાએ પરમાત્માના ચમત્કારિક સંજોગ સિવાય બીજું આપણે શું દીઠું હતું ? આ વિષય ઉપર મેં ઘણું કહ્યું ને આપ સર્વનો વખત રોકયો તે માટે ક્ષમા માગી હું બાકીતું ભાષણ ટુંકામાં આટોપી લઇશ.

## સૈયદ નૂર સતગોર અને સતપંથ.

હઝરત મહમદ સાહેબનો ઇસ્લામ મઝહબ અર્બસ્તાન, ઇરાન, તુર્કસ્તાન, મીસર અને પશ્ચિમ તરફના દેશોમાં જે વેળાએ પૂર જોરમાં પ્રસરી રહ્યો હતો, તેજ

**૧૫–સતપંથ એટલે કયો પંથ ?**

કાળમાં હિંદુસ્થાનમાં તેનું પ્રબળ થયું હોય એમ કહેનારા અભ્યાસીઓ સાથે હું મળતો થતો નથી. ઇસ્લામની ફૈત્રુજ તાલીમ મીસર દેશની પાઠશાળાઓમાં અપાયા બાદ લાયક ઇસ્લામી મીસનરીઓને જૂદે જૂદે દેશ, જૂદી જૂદી દિશાએ મોકલવામાં આવતા હતા તે મીસનરીઓ પૈકી સૈયદ નુરૂદ્દીન નુરમહમદ નામે એક જાણકાર સુફી જ્ઞાનના પ્રવીણ વલીને હિંદુસ્થાનમાં સુફી મતનો પ્રસાર કરવા સારૂ પહેલવહેલા મીશનરી લેખે મોકલવામાં આવેલા હોય એમ જણાય છે. કાઠિયાવાડ અને ગુજરાત એ જીલ્લાઓ જાણે કે અરબસ્તાન અને હિંદુસ્થાનના દરિયાની પટ્ટી ઉપર સામસામે, જેમનાં ઘરોનાં દ્વાર આવી રહેલાં હોય એવા સલંગ સંબંધને લઇને આપણા આ આગમ મીશનરીએ પોતાનો સુફી ધર્મ બેલાવર પટ્ટણ–જરા પટ્ટણ અને બીજી આસપાસની જગાઓમાં ફેલાવવાનું બિડું ઝડપ્યું હોય એમ જણાય છે. આજે ક્રિસ્ટી મીશનરીઓ જે લત્તામાં પોતાના મિશનનું કામ લઇ આવે છે તે લત્તાની ભાષા પ્રથમ શિખી લઇને પોતાનું કામ સરળ રીતે કર્યા જાય છે તેમ આ સૈયદ સાહેબે ગુજરાતમાં પોતાના વખતમાં વપરાતી ભાષા જે "હિંદી" ના નામે ઓળખાતી હતી તે ભાષાનો સંપૂર્ણ અભ્યાસ કરેલો જણાઇ આવે છે. વળી તેમણે વેદો રામાયણ અને મહાભારતનો પણ બારીકાઇથી અભ્યાસ કર્યો હોય, અથવા નિદાન આર્યાવર્તનો ઇતિહાસ અને રૂશીઓનું તો સંપૂર્ણ જ્ઞાન મેળવેલું જણાય છે. તેમણે પોતાના ભજનો મિશ્રિત ભાષામાં ગુંથ્યા, પોતાના મતને હિંદુ મતો સાથે એવી ગુંથણીથી ગુંથ્યા, કે તેમની યોજક શક્તિ વિષે આજે કોઇને પણ માન ઉત્પન્ન થયા વિના ન રહે. બાઇબલમાં જે રીતે "લાઇટ" એટલે પ્રકાશને સર્વથી પ્રથમ સ્થાન આપવામાં આવેલું હોવાથી ઘણા ખરા ઇસ્લામી મીસનરીઓના નામોમાં "નૂર" શબ્દ જોડાયલો આવે છે. "નૂર મહમદ" એ ખરેખરૂં "નૂરે મહમદ" એક નામ છે, જેનો અર્થ મહમદ–કહેતાં પ્રતાપિ, પ્રખ્યાત એવો અર્થ થાય છે, અને અરબ લોકો એ શબ્દનો ઉચ્ચાર "મુહામેદ" અથવા "મોહામ્મેદ" કરે છે, જે હામેદ ક્રિયાપદ ઉપરથી ઉપજેલો શબ્દ છે, ત્યારે 'નૂરમહમદ" નો અર્થ 'પ્રતાપિ પુરૂષનો પ્રકાશ" એ જન્મ નામ આપણા સૈયદ મીશનરી સાહેબનું હતું. "નૂર–અલ–દીન" ઉપરથી 'નૂરદીન" એટલે 'દીન કહેતા ધર્મનો પ્રકાશ" એટલુંજ હતું, "નૂર" એ ફારસી શબ્દ હોઇ તેનો અર્થ 'પ્રકાશ' થાય, પરંતુ "સતગુરૂ" એ સંસ્કૃત ઉપરથી ઉત્પન્ન થએલો ચોક્ખો હિંદી શબ્દ છે, સતગુરૂ એટલે 'સાચા ગુરૂ" અથવા "સત્ય ફેલાવનાર ગુરૂ" સત=એટલે સત્યવાળો અને પંથ=એટલે માર્ગ.

## ધર્મ અને પંથમાં થતો ગુંચવાડો.

**૧૬–પંથની ઉત્પત્તિ.**

સંસ્કૃત **પન્થન**, અવસ્તા **પઈથી**, અંગ્રેજી Path એટલે માર્ગ એ શબ્દોને મળતો, તેના ધાતુ ઉપરથી થએલો પંથ શબ્દ છે. 'પંથ' એટલે સાધારણ રસ્તો. ધર્મ અને પંથ શબ્દને ભેળી નાખવાથી ઘણા ગુંચવાડા ઉભા થવા પામ્યા છે. ધર્મ–મઝહબ–રીલીજીઅન–દીન એ શબ્દો વડે વિષયનો હેતુ સમજવા "ધોરી રાજ–માર્ગ" સમજવાથી અને પંથ શબ્દ વડે "પેટા માર્ગ" સમજવાથી ઘણીક ભાંજગડો કમી થશે. પરમાત્માને પહોંચવાના મહાન મુખ્ય માર્ગો ગૌતમ બુધે, જીસસ ક્રાઇસ્ટે, ઇસાએ, સ્પીતમાન જરથોસ્તે, પેગંબર મોહમ્મદે, વેદ વ્યાસે, મહાવીર સ્વામીએ, કોન્ફુસ્યસે વિગેરે મહા ધર્મ પ્રવર્તકોએ સ્થાપેલા રાજમાર્ગો

છે, અને તે માર્ગોમાંથી જે ન્હાના ન્હાના ફાંટાઓ નિકળ્યા, જે પેટા માર્ગો કહેવાય તે "પંથ" ના નામે નિકળ્યા છે. કોઇ રસ્તે મનુષ્ય પોતાના મૂળ વતને પહોંચવા સારૂ રસ્તાઓ શોધતોજ રહે છે, અને ટુંકા રસ્તા કરતોજ રહે છે. પરન્તુ આપણામાં એવો એક ખોટો પ્રચાર પડી ગયો છે, કે જે ધર્મમાં જન્મ લીધો તે ધર્મ સિવાય બીજા ધર્મને રસ્તે તો જવું તો નહીંજ, પરન્તુ તે પર ધર્મના શાસ્ત્રોનો અભ્યાસે ન કરવો. ધર્મ જેનો તેનો એકજ છે, અને જે તે જીવની યોગ્યતા પ્રમાણે ઇશ્વરે જેને તેને [illegible] ધર્મમાં જન્મ આપ્યો છે હું જરથોસ્તી ધર્મમાં જન્મ્યો છું, માટે શું હું અનેક જૂદા જૂદા પ્રકારની લાભકારી "સોસાયટીઓ"–"કલબો"–"મંડળો" કે "પંથો"નો સભાસદ પણ થઇ ના શકું? કેમ? થીઓસોફીકલ સોસાયટીમાં જોડાવાથી કાંઇ હું જરથોસ્તી ધર્મમાંથી દૂર જતો નથી. એ સોસાયટીમાં દાખલ થએલા સભાસદોમાં હિંદુ, ક્રિસ્ચિયનો, બુધિસ્ટો, પારસીઓ, મુસલમાનો વિગેરે દરેક મુખ્ય ધર્મવાળા છે, તેથી શું? જે સિધ્ધ વાતો મુખ્ય ધર્મમાં કહી છે તેજ વાતો એમાં કહી છે. તેજ પ્રમાણે "સત પંથ" કહેતાં "સત્યનો માર્ગ" એવા માર્ગીઓની સોસાયટીમાં જોડાયાથી શું પરધર્મમાં વટલી જવાનો દોષ આવે? ના, નહીંજ. ઉલટું મુકાબલો કરવા લાયક ધર્મોના (Comparative Religions) અભ્યાસ કરવા થકી સ્વધર્મના સિધ્ધાંતો ઉપર ઠીક અજવાળું પાડી શકાય છે. જો આ હેતુથી "સત પંથ"માં કોઇ જોડાઇને સત્ય શોધવાની ઇચ્છા કરે ને તેની નિંદા થાય તો તે વાજબી ન કહેવાય. કબુલ કરૂં છું કે, જે ધર્મમાં પરમેશ્વરે જન્મ આપ્યો તે ધર્મ છોડીને પરધર્મ ગમે એવો સુંદર દેખાતો હોય તેમાં વટલવાના કામને અનુમોદન આપું નહી, કેમકે પર સ્ત્રી ગમે એવી સુંદર દેખાતી હોય તો પણ તે આપણી નથી. અને પોતાના ધર્મમાં ખોળ્યા વગર પરધર્મમાં શોધવા દોડવું એ હાનિકારક છે, પરન્તુ પોતાના ધર્મનો ઠીક ઠીક અભ્યાસ કીધા પછી પરશાસ્ત્રો તપાસવાં એ કાંઇ ગુન્હો નથી. અને એ જ્યારે ગુન્હો નથી, તો તે સબબે થતી નિંદાને પણ વશ થવાનું નથી. શેખ સાઆદી સાહેબની ઉત્તમ નસિહત ધ્યાનમાં રાખવાથી ધાર્મિક કલહ અને પંથ પંથો વચ્ચેના ઝગડા દૂર કરી શકાશે

સાદીઆ ગરતરસ ખાહી, સુલેહ કુન બા ખાસો આમ;
બા મુસલમાં અલા અલા, બા હીન્દુ રામ રામ.

જો ભાઇબંધોની પ્રીતિ સંપાદન કરવી હોય તો સર્વને ભાઇબંધ લેખી સૌ સાથે સુલેહ શાન્તિથી વર્તવું. મુસલમાન સમક્ષ "અલ્લા! અલ્લા!" અને હિંદુ આગળ "રામ–રામ!" કરવામાં કાંઇ ખોવાનું નથી.

## અકબરનો એલાહી મઝહબ.

૧૭—અકબરે સ્થાપવા ધારેલો પંથ.

દિલ્હીના મોગલ બાદશાહ અકબરે ઇ૦ સ૦ ૧૫૮૦–૮૧ માં બધા ધર્મોનું સંશોધન કરી તેમાંથી સાત્વિક તત્વ ખેંચી કાઢી તેનો એકત્ર સંગ્રહ કરી એક "અકબરી પંથ" અથવા "એલાહી મઝહબ" સ્થાપવાના હેતુ થકી દેશ પરદેશના જૂદા જૂદા ધર્મોના પ્રવીણ મોલવીઓ અને ધર્મગુરૂઓની મેજલીસ દિલ્હીમાં ભેગી કરી હતી. ક્રિસ્તી, મુસલમાન, હિંદુ, પારસી, બુધિસ્ટ વિગેરે સર્વ ધર્મના પેશવાઓને ત્યાં બોલા-

આ હતા. અબુલફઝલે અકબરી પ્રમાણે અને બદાઉનીના ઇતિહાસ મુજબ નવસારીથી પણ ધર્માધ્યક્ષો ગયાનું જણાવવામાં આવે છે. જેમાં જરથોસ્તી ધર્માધ્યક્ષ દસ્તુર મેહેરજી રાણા પણ સામેલ થયાનું કહેવાય છે. હિન્દુ ધર્મના અધ્યક્ષ જે " જગત ગુરુ " ના ઉપનામથી ઓળખાતા હતા તે પણ ત્યાં ગયાહતા, અને તેમણે યોગાબળથી આકાશ ઉપર બીજો એક સૂર્ય બતાવ્યો હતો. આ ચમત્કારને ખોટો પાડવા સારૂ દસ્તુર મેહેરજી રાણાએ અવસ્તા વાણીની બરકતથી તે સૂર્યને જમીન ઉપર પાડતાં તે માત્ર એક થાળી જણાઇ હતી. અકબર મહમદી મઝહબ તર્ક કરીને પર ધર્મનો સ્વીકાર કરે છે, એવી વાતો દિલ્લી શહેરમાં પ્રસરી રહ્યાથી મુસલમીન કોમ ઉશ્કેરાઇ ગઇ હતી, અને અકબર ઉપર હલ્લો કરી તેને તખ્ત ઉપરથી ઉઠાડી મૂકવાનો સાજેશ એકજ રાતમાં કરવામાં આવ્યાથી બીજીજ સવારમાં અકબરે એક જાહેરનામુ બહાર પાડી પર ધર્મ અખત્યાર કર્યાની વાત ખોટી પાડી. તે જાહેરનામા ઉપર જે મુદ્રાલેખ લખવામાં આવ્યો હતો તે આ રીતનો હતો કે :—

" કીલ ઇન્નલ અલ્લા ઝુ વલદીન ?
કીલ ઇન્નલ રસુલો કદ કહના ?
માનજ અલ્લાહો અલ રસુલે માન;
મીન લેસાંન અલ વરા ફકે અફ઼ જના."

ભાવાર્થ :—અલ્લાતાલા પાકને પણ સ્ત્રી સાથે સંબંધમાં આવેલો, અર્થાત, બેટાનો બાપ હોવા બદલની નિન્દામાંથી કોણે છોડયો છે ? કોણે પાક પેગમ્બર અહમદને પણ જાદુગર હોવાનાં આળમાંથી મુકત કર્યો છે ? જ્યારે આ દોરંગી દુનિયાએ પાક પરવરદેગારને અને તેના મોકલેલા હઝરત અહમદને એવી એવી નિન્દામાંથી છોડયા નથી તો પછી અકબર જેવા એક બંદાને પર ધર્મમાં વટલી ગયાનાં આળમાંથી કેમ છોડે ? એજ પ્રમાણે સૈયદ નુરૂદ્દીનના ચમત્કારો વીશે, અને " સતપંથ " માં જોડાએલા હિન્દુઓ વીશે અનેક ચર્ચા ચાલે છે, પરન્તુ " પંથ " માં જોડાવું અને " પર ધર્મમાં વટલવું " એ બેમાં ઘણો તફાવત છે.

## નૂર સતગોરનો ઇતિહાસ.

૬૯—" તવારીખે નવસારી " માં સંપૂર્ણ તવારીખ

આ પીર વીશેનો ઇતિહાસ, તથા પીરાંણા સંસ્થાનની હકીકતો, અને પીરના ચમત્કારોની વિગેરે વાતો " ખોજાઓના વૃત્તાંતો " ના ચાર ભાગોમાં, રા. બા. ગોવીંદભાઇ હાથીભાઇ દેશાઇજી સાહેબે બનાવેલ " નવસારી પ્રાંત સર્વ સંગ્રહ "માં, સેવકે બનાવેલ " તવારીખે નવસારી "માં કેમ્પબેલ ગેઝેટિયર વા. ૭ માં, સૈયદ સદરૂદીન સાહેબે બનાવેલ " તવારીખે પીર "માં, "શ્રી નકલંક શાસ્ત્ર" માં, મી. એ. ધ. કાબાકુત "ખોજા સર્વ સંગ્રહ"—"સતપંથ શાસ્ત્ર"—"ખોજા કોમની તવારીખ"માં, અને મી. ચુનારાની બનાવેલી "શતમાઇ—ખીલાફત"માં ઘણું ઘણું આવી ચૂક્યું છે, જે અત્રે લંબાણ કરવાની જરૂર નથી. એ સૈયદ સાહેબ નાગમંડળના નામે તે જમાનામાં ઓળખાતી આપણી નવસારી નગરીમાં આવ્યા હતા, અને નજીકનાં પાટનગર ધારાનગરી એટલે "ધારગરી"માં એક હિંદુ જોગી નામે "નાગ વર્ધન" સાથે ચમત્કારના ચેલેંજો સામસામી થયા હતા. ઘુનશીકુઇના સરખતિયાં તળાવમાં ૪૦ દિવસ સુધી ડુબકી મારી અંદર જીવંત રહેવાની શરત થઇ. આ ચમત્કાર જોવાને ધારાનગરીના તે વેળાના રાજા જે પુલકેશી

ખલાના વંશજ અથાઆનના નમીરા પધાર્યા હતા. ૪૦મે દિવસે હિન્દુ જોગી મૂએલા માલુમ પડયા, અને પીર સાહેબ જીવતા બહાર નિકળ્યા, જેથી ગુરૂની ગાદીને અંગે મળેલી જાગીરો પીરની ગાદીને પ્રાપ્ત થઇ. જ્યારે પોતાનું મીશન સંપૂર્ણ થયું ત્યારે પાછા પોતાને વતન એ પીર સાહેબ સિધાર્યા; અને એમણે આગાહી કરી હતી કે, ચોક્કસ દિવસે કફનમાં તરતું તરતું મ્હારૂં મડદું સમુદ્ર કાંઠે આવી અટકશે. એ પ્રમાણે જલાલપોર તરફના દરિયા કિનારે કેટલાક માછીઓ ઉપરથી તેમના સત્ય સાથનું કફન, તેમની ઓલાદના લોકોને કરેલી આગાહી મુજબ, મળી આવ્યું હતું, જેની આ ઠેકાણે દરગાહ બનાવી તેનો ઓરસ દર સાલ ભરવામાં આવે છે; જે આજે પણ " સૈયદ સાદાત " અથવા " સોનાના કળશ " વાળી દરગાહના નામથી ઓળખાય છે. મુસલમીનો ઉપરાંત કોળી, કણબી વિગેરે તેમના " મત " ની માન્યતા રાખતા હોવાથી તેઓ " મતિયા કણબી " વિગેરે નામથી ઓળખાય છે. ( એ વીશે મી. એફ. એ. એચ. એલ્વતે બરોડા ગેઝેટિયર પા. ૫૬૪ ઉપર લંબાણ નોંધ કરેલી છે ) અને ગાયકવાડ સરકાર તરફથી પણ રૂ. ૬૦ ની નિમણૂક મળે છે. એ જગા ઉપર પ્રથમ કોઇ મહંતનો મઠ હતો, અને તે મહંતને ચમત્કાર કરવામાં માત કરી આ સ્થાન રોકી જીતેલું હતું. ( એનું લંબાણ બ્યાન " તવારીખે નવસારી " પા. ૫૨-૫૩ ઉપર આપેલુ છે. ) માતાપંથીઓના " ઘેલમી આગધ " ( ઘેલમ દેશના તે ઘેલમી કહેવાયા ) નામના ભજનમાં " અમીની પાવર લઇ નૂર સતાગર પાટ પધારશે " ઇત્યાદિ ભવિષ્યવાણી વર્ણવેલી છે નૂર=શબ્દનો " પ્રકાશની જોત " અને " સતા " શક્તિ અથવા સત્, તથા ગર કિંવા ગોર=ગુરૂ અર્થ કરી સતપંથીઓ મહાગુરૂ લેખે તેમને પૂજે છે એ વાતની અનેક સાબેતીઓ મળે છે. ઇમામોની જે મુખ્ય ગાદી અલમૂતમાં હતી તેના વલી અલી ઝીકતુસ સલામે એ પીરને મીશનરી લેખે હિન્દમાં મોકલ્યા હતા, અને હિન્દ ભૂમિ ઉપર ઇમામતનું કાર્ય એ પીરે પાર પાડયું હતું. પોતે વેદાંતમાં પ્રવીણ અને સંસ્કૃત ભાષાના જાણકાર હોવાથી સત ગોર નુરનો માનવંત ખીતાબ પણ તેમને તરફથી મળ્યો હતો. " સદાજી " શબ્દ ઉપરથી " સૈયદ સાદાત " નામ ઉપસ્થિત થયું છે.

## નૂર સતગોરે મીશનનું કામ બજાવવામાં કરેલો સાહસ.

" રોઝતુસ સફા " નામની તવારીખમાં અલમૂતગઢના હાકેમોનો ઇતિહાસ આવેલો છે, તેમાં હઝરત અલીએ નૂર સતગોરને ઉપદેશ અર્થે હિન્દમાં મોકલ્યાનું કહ્યું છે, તે મી. નાનજીઆણી પ્રમાણે, અલી બીન અબુ તાલેબ નહી, પરન્તુ અલી હસન ઝીકતુસ સલામ, જે તે સમયે અલમૂતગઢના હાકમ હતા તેમણે મોકલ્યા હતા. ખોજા પંથના ઘણાં જ્ઞાનોમાં " રમત " નામનું જ્ઞાન મુખ્ય છે, તેના પ્રારંભમાં કહે છે કેઃ—

**૧૯—" રમત " નામના જ્ઞાન વિષે.**

" શિષ્ય પૂછંતે હો સ્વામીજી આજ કલજુગ મધ્યે પરિગ્રહ કયાંથી આવ્યા;
તે ભેદ કથા સરજનહાર જન સતગુર સો દેવ, વાચા સુનો હો મુનીવરો. "

અર્થાત, નવસારીના આ નુરસતગોરને તેમના શિષ્યોએ તેમને ઇશ્વરના અવતાર માન્યા છે. એમાં જણાવ્યું છે, કે નૂર સતગોર સંતરદ્વીપ ઘેલમદેશ તરફથી ગુજરાતના પાટણ નગરે આવ્યા, અને ત્યાંના મંદિરમાં શિવની પિંડી ઉપર પગ મૂકયો. પુજારીએ તેમને વાર્યા, કે આ દેવ ઉપર રાજા સિદ્ધરાજ ફુલ ચઢાવે છે તેના ઉપર તમે પગ કેમ મૂકો છો? પીરે કહ્યું; " એ ત્હારો દેવ છે તો તેને બોલાવ ! " પુજારી કહેઃ-"પત્થરની મુર્તિ કાંઇ બોલે નહીં ! " પીરે હુકમ

દીવાથી ત્યાંની સઘળી મૂર્તિઓ જાગૃત થઇ ગઇ ને નૃત્ય ગાન કરવા લાગીઓ! વળી ત્યાંની ભિંતો ઉપરનાં સર્વ વાજીંત્રોના ચિત્રોમાંથી મધુર સુસ્વરો નિકળ્યા! પુજારી આશ્ચર્યમાં પડ્યો, અને રાજાને ખબર કીધી. રાજા પોતાની જોડે "કાનીપ્પા" નામના જોગીને લઇને ત્યાં આવે છે, પીરનો પ્રત્યક્ષ ચમત્કાર જોઇ તેને પગે પડે છે, કાનીપ્પા અને પીર વચ્ચે કેટલીક પરિક્ષા ચાલે છે, કાનીપ્પા એક દંડને આકાશ ભણી ઉડાવે છે, પીર તે દંડને પાછો હેઠળ તોડી પાડે છે, અને તે કાનીપ્પા અને તેના પંથીઓ પીરને નમન કરે છે, ધર્મ જ્ઞાનનો બોધ જાણવા માગે છે, પીર તેમને બ્રહ્મજ્ઞાનનો બોધ આપે છે, બીજા ઘણા શિષ્યો વધે છે, પીર પાછા પોતાને વતન ધૈલમદેશ તરફ જાય છે, અને નવા નવા ચમત્કારોની કથા ચાલે છે.

## પાળણદે સાથે પીરનાં લગ્ન.

**૨૮–રાજાની કન્યા જોડે લગ્ન.**

જંબુદ્વીપની નવસારી નગરીમાં રાજા સુરચંદને ત્યાં કુંવરીનો જન્મ થયો, જેનું નામ પાળણદે રાખ્યું હતું. બ્રાહ્મણોએ ભવિષ્ય ભાખ્યું કે, આ કન્યા તમારૂં તારણ કરશે. કુંવરી મોટી થઇ. રાજાએ તેના સગપણનો વિચાર ક એ જાહેર કર્યું કે, મ્હારો પતિ તો ધૈલમદેશમાં છે, તે મ્હને વરવા અહિંજ આવશે. રાજાએ કન્યાને એક એલાહિદી મેડીમાં રાખી, જ્યાં તે પીર નુરસતગોરનું ચિંતન કરતી હતી. કુંવરીએ એક પારધીને પ્રતિરોજ હરણનું સવાશેર માંસ આણી આપવા હુકમ કર્યો હતો, તે પકાવી તેમાં આંગળી બોળીને તેણી પોતાના હોઠને લગાડતી. ઘણે વર્ષે નુરસતગોર નવસારી બહાર જંગલમાં આવી પડયા. કથા પ્રમાણે તેમના સતથી વનમાં પણ પશુ પંખીઓનો મોટો જમેલો ભેગો થયો. સર્વ પશુઓ જમેલામાં જોડાઇ ગએલાં હોવાથી એકે હરણ પેલા પારધીને ન મળવાથી તે પણ પેલા મેળામાં ગયો, અને પીરે હરણો સોડે સવાશેર માંસ તેને અપાવ્યું. આ માંસ હોઠે લગાડતાંજ કુંવરીને પીરના આવ્યાની બસારત થઇ. કુંવરીએ આ વાત રાજાને પ્રદર્શિત કરી. રાજા પણ પીર પાસે આવી પગે પડયા, અને પીરે તેમને બ્રહ્મજ્ઞાનનો બોધ કર્યો. પીરને પાલખીમાં બેસાડી પોતાના મુકામ ઉપર લાવવામાં આવ્યા, અને કુંવરી જોડે લગ્ન કરાવ્યાં.

**નવસારી** એ નામના જૂદા જૂદા અર્થો મેં મ્હારી "તવારીખે નવસારી"માં આપ્યા છે, પરન્તુ એ નામનું જોડાણ આ લગ્ન સાથે પણ લાગુ ગણવામાં આવે છે. તે એવી રીતે કે, નુરસતગોર **નવ્વેસા** ( એટલે વરરાજા ) લેખે કહેતાં જમાઇ તરીકે આવી જે જગાએ **આરાસ્તે** થયા તે ઉપરથી **નવસા**=એટલે "વરરાજા–જમાઇ," અને **આરાયસ્તન** ( ફા૦ ) ઉપરથી આરાઇ=આવ્યા, જેથી નવસા–આરાઇથી નવસારી નામ પડયું એમ પણ કહે છે.

આ બાબત લંબાણ ન થાય તેટલા માટે "ચક ચાકરની ચતુરાઇ"–"હેજંદા અને કાયમ માયા"ના સંવાદ–"ચોટ ચેલાનો દાવો" વિગેરે લંબાણ હકીકતો મેં "તવારીખે નવસારી" પૃષ્ટ ૩૧૬–૩૧૭ ઉપર આપેલી છે. એ કથામાં સિદ્ધરાજ જોડે પીરનો સંબંધ બતાવેલો છે. એ પીરના પ્રથમ શિષ્યો કુણબી, કોળી, ખારવા ઇત્યાદિ હતા. એ પીરનો ઓરસ દર વર્ષ રમઝાન મહિનાની ૨૭ મી તારીખે ભરાય છે. હાલના સજ્જાદાનશીન મીર પ્યારે સાહેબના પિતાશ્રી હાસમશાહે મ્હને ઘણાક લેખો બતાવ્યા હતા, તેમાં એ દરગાહના ગાદીનશીન પીરો, અલી કબીર અને હુસનશાના સમયમાં એ દરગાહમાંથી પીરની સંદુક ઉઠાવી લઇ જવા સારૂ જમીનમાં સુરંગ પાડવામાં આવી હતી, અને જેમ જેમ ભોંય ખોદતી ગઇ તેમ તેમ પ્રેતવાળી પેટી જમીનમાં

નીચે ઉતરતી ગઇ હતી, પાછળથી રોજો નમી પડયો હતો, અને ગુંબજમાં ફાટ પડી હતી. એ પીરની ઉમ્મર ૩૫૦ વર્ષની કહેવામાં આવે છે. કહે છે કે, તેઓ ૬ મહિના સમાધિમાં અને ૬ મહિના દુનિયાદારીમાં રહેતા. એમની ઓલાદમાં થયલા પીર શમસ, પીર ઈમામુદ્દીન વિગેરેની હકીકત જણાવતાં લંબાણ થાય માટે તે વૃત્તાંતો અત્રે છોડી દીધાં છે.

## પીરના મરણનો દિવસ.

આ સ્થળે તેઓ લાયમૂત એટલે અમરગી પામ્યા, તે કીયા વર્ષમાં તેની તકરારો ઘણી ઘણી ચાલે છે. સખત મરણ તીથિ ઝટ જણાઇ આવે એ અર્થે એમના મરણનો દિવસ અરબ્બી શબ્દ લાયમૂત વપરાયો છે, જેમાં આવેલા અક્ષરોની સંખ્યા ફારસી "અબજદ"ના કાયદા પ્રમાણે એકઠી કરતાં હીઝરી સને ૪૮૭ આવે છે.

**૨૧–પીરના મૃત્યુ બાબતની સાલ ફેર તકરારો.**

| અક્ષરો | | સંખ્યા |
|---|---|---|
| લામ | = | ૩૦ |
| અલેફ | = | ૧ |
| યે | = | ૧૦ |
| મીમ | = | ૪૦ |
| વાવ | = | ૬ |
| તે | = | ૪૦૦ |
| લાયમૂત | = | ૪૮૭ |

હમણા હિજરી ૧૩૪૦ ગણે તો તેમને બહેસ્તનશીન થયાને આજે ૮૫૩ વર્ષ ઉપર એ થઇ ગયા કહેવાય.

મ્હને ચોક્કસ લાગે છે કે હિન્દમાં સુફી મતનો સર્વથી પહેલ વહેલો ફેલાવો કરનારાઓમાં સૈયદ નૂરસતગોર અગ્ર પદ ઉપર આવે છે. એઓ ઇસ્લામના સાચા સેવક કહી શકાશે. એમની ઉચ્ચ બુદ્ધિ અને ચમત્કારિક વૃત્તિથીજ સાડી આઠસો વરસ સુધી તેમના નામ કામનું નૂર ટકી રહેવા પામ્યું છે. ચમત્કાર વગર નમસ્કાર હોય નહીં, એ કહેવત પ્રમાણે તેમની પ્રભાના છાપને લઇનેજ આજ સુધી તમારો "સતપંથ" ટકી રહેલો હોવો જોઇએ. જે પંથ સત ઉપર ચાલતો હોય તેને અનુમોદન સૌ કોઇ આપશે. અસત પંથ હોત તો તે કયારનોએ વેર વિખેર થઇ પડયો હોત. હું એવાં અનુમાન ઉપર મ્હારાં વનનાં છેવટ વર્ષોએ આવતો ગયો છું, કે જેની તેની માન્યતા જેને તેને મુબારક થવા દ્યો. માત્ર જ્યાં અધર્મ, વહેમ અને અનીતિનું તત્વ હોય, જેથી માણસ માત્રને નુકશાન થતું હોય, તેવી અધર્મિ વહેમી અને અનીતિની માન્યતા (માનતા) તરફજ આપણો તિરસ્કાર હોવો જોઇએ; તે સિવાયની મનની લાગણીઓ ઉપર અસર કરનારી માન્યતા, જેનાથી સમુહને હાનિ ન હોય અને વ્યક્તિમાં લાભકારી વાતાવરણ ફેલાતું હોય તેવી માન્યતાની આડે આવવાનો કોઇને હક્ક નથી.

## શિવને માનનારાને જીવ એ શિવજ છે.

શિવમાર્ગિને જ્યાં ત્યાં શિવજ દેખાશે ને સંભળાશે. વિષ્ણુને દ્રઢતાથી માનનારાને સ્વપ્નાં પણ વિષ્ણુનાંજ આવશે. એક મુસલમાનને વનના પાંદડા પણ અલ્લા અને મહમદનાજ સંભળાશે. જેની તેની માન્યતા જેને તેને મુબારક. સૌ પેલાં એકજ પરમ તત્વને ઇચ્છિ રહ્યાં છે. સૌ ઉચ્ચ સુખની જ શોધમાં ભટકતાં રહ્યાં છે. સર્વનો ધ્યેય એકજ છે. ઇચ્છિત વસ્તુ સર્વને બીજાં કરતાં ઉત્તમ ને ઉચ્ચ લાગે છે. મૂળ દરયામાં પહોંચવા સૌ કોઇ મગ્ન થઇ કરી ઝાડીઝાડીમાં ટુંકા માર્ગ શોધે છે. માર્ગો જુદા જુદા છે પરંતુ પહોંચવાનું મથક તો એકજ છે.

**૨૨–એક સુંદર દ્રષ્ટાંત.**

ટાઉન હોલના મધ્યમાં જઈ બેસવા સારૂ અનેક દ્વારોમાંથી ગમે તે ઠુકે રસ્તેના દ્વારથી ગમે તે મનુષ્ય દાખલ થાય તેમાં ખોટું શું છે ? સૌનેજ પોતાના પેગમ્બર, પોતાના ધર્મ, પોતાના ધર્મગુરૂ, અને પોતાનાંજ ધર્મશાસ્રો પ્રિય હોય, માટે ધર્મ સંબંધી ઝગડાઓમાં પડવાની જરૂરજ ક્યાં રહી ?

આકાશ ઉપર એક પક્ષી ઉડતું હતું, તે " ટક–ટક, ટક–ટક " જેવું કાંઇ બોલતું હતું. ત્યાં થઇને રામનો એક ભક્ત રસ્તે ચાલ્યો જતો હતો તે આનંદમાં આવી બોલી ઉઠ્યો :— આહ ! રામ નામની લીલા કેવી આશ્ચર્યકારક છે, કે આ પંખેરૂ પણ બોલે છે કે:

" સીત્તા રામ દશરથ ! સીત્તા રામ દશરથ !"

એવામાં એક મુસલમાન દીનદાર ત્યાં આવીને પંખીનો અવાજ સાંભળીને પેલા રામ–ભક્તને કહેવા લાગ્યો; હે અંધા ! તું કહે છે તેવું કાંઈ એ પક્ષી બોલતું નથી, તે તો એવું બોલે છે કે;

" યા અલ્લાહો હઝરત ! યા અલ્લાહો હઝરત ! "

આ પ્રમાણે બેઉ વચ્ચે ઝગડો ચાલતો હતો એવામાં એક બક્કાલ ( પસ્તાગિયો ) માથે આદુ–હળધ–લસણ–પ્યાજ ( કાંદા )–વિગેરે બક્કાલું ભરેલો ટોપલો ઉંચકીને ત્યાં આવી ઉભો. તે ઉપલા બન્નેને કહે; ભાઇઓ શીદને લડો છો ? તમે બેઉ ખોટા છો, એ પંખી તો આવું બોલતું મ્હને સંભળાય છે કે :—

" આદુ પ્યાજ ઔર હલદત ! આદુ પ્યાજ ઔર હલદત ! "

વળી આ ત્રણેનો ઝગડો ચૂકવવા રસ્તે જતો એક તાલીમબાજ અલમસ્ત મલ્લ આવી ઉભો. તે તો દમમાંજ એ ત્રણેયને કહેવા લાગ્યો કે; સબ જુઠ્ઠા. આ પંખી શું બોલે છે તે મ્હને આબાદ સંભળાય છે તે એમ કે:

" ખા ઘી ઔર કર કસરત ! ખા ઘી ઔર કર કસરત ! "

આટલું બોલી થડાથડ લપડાકો લગાવી ત્રણેને પોતાનું બાહુબળ બતાવવા મંડી ગયો, અને કહેતો ગયો કે, તમારી જુઠી વાતો તો મોઢેની છે ને મ્હારી સત્ય વાત તો પ્રત્યક્ષ હું તમને બતાઉ છું, માટે મ્હારો મત ખરો માનો ! ટૂંકમાં જેવી જેની માન્યતા તેવુંજ તેને સુઝે.

સજ્જનો ! આ રીતના ધાર્મિક અને મતાંધ ઝગડાઓ આપણ સર્વ જનોએ ભેગા મળી મટાડવાના પ્રયત્નો ચાલુ કરવાની આવશ્યકતા દિન પ્રતિ દિન જણાતી જાય છે.

## મુસલમાનો જોડે પારસીઓનો સંબંધ.

**૨૩–હઝરત મહમદ અને ૯૦ અલી સાહેબના એહેદનામા.**

બંધુઓ ! અત્રેનાં જાણીતાં અઠવાડિક પત્ર " વફાદાર " ના નામથી તમે અજાણ્યા નજ હશો. એ પત્રના છેલ્લા ખાસ અંકમાં ઇસ્લામ સાથેનો પારસીઓનો પૂર્વે સંબંધ મેં બતાવ્યો છે, અને આજે તે અગત્યની બાબત મ્હારાં ભાષણમાં પાછી જણાવું છું, કે જેથી એક ઠેકાણે જળવાઇ રહે, અને જેમણે નહી જાણ્યું હોય તે જાણે.

ઘણીક વેળાએ જુની તવારીખો કોમ કોમો વચ્ચે ભુલાઇ જતી હોવાથી તે ફરી ફરી તાજી થવાથી કોમ કોમો વચ્ચે એખલાસ અને ભાઇબંધી વધારવામાં સાધનભૂત થઇ પડે છે.

પારસીઓ અને મુસલમીન ભાઇઓમાં પરસ્પર ભાઇબંધી વધતી ચાલુ રહે, એટલા માટે નવી સદીમાં જુની વાતો તાજી થતાં ભાઇચારો વધવા પામશે. મ્હારી પાસે આશરે ૩૦૦ વરસ ઉપર લખાએલું જુની ગુજરાતી ભાષાનું એક પુસ્તક "દીનીઆર દસ્તુરનો કિસ્સો" નામનું છે, તેમજ રસુલુલ્લા સલલ્લાહો અલયહે વસલ્લમ. એટલે કે હ૦ મહુમદ સાહેબે હઝરત અમીરલ મોઅ-મેનીન અલી ઇબને અબી તાલેબ પાસે ગોસ્પંદના લાલ ચામડાં ઉપર લખાવેલું ફરમાન એક તથા ખુદ હઝરત અલીનું ફરમાન જે બેહેસ્તનશીન શેરાબજી જમશેદજી જીજીભાઇએ આજથી ૭૦ વરસ ઉપર "લકવીઅતે દીને માજદીઅસનાં" નામની અરબી ફારસી અને ગુજરાતી કિતાબો છપાવી હતી તે ઉપરથી; તથા મરહુમ દસ્તુરજી અસ્પંદીઆરજી કામદીનજી ભરૂચવા-ળાની "કબીસાની કિતાબ" વિગેરે ઉપરથી હકીકતો ભેગી કરતાં જણાય છે કે;

૧—ઇરાનની સરહદ ઉપર **દીનીયાર** નામના એક પહેરેઝગાર દસ્તુર પોતાના ઘરની ઇજ-શનેગાહમાં ઇજશને કરવાને બેઠા હતા તે વખત ઉપર કોઇએ ઇજશને ગાહનું બારણું ઠોકી જણાવ્યું કે હું ફકીર છું, કોઇ ખેરાત આપો. આ ઉપરથી **દીનીયાર** દસ્તુરે તાલી મારી, એટલે તેમના માતાજી હાજર થયાં. તેઓને દસ્તુરે બાજમાંજ કહ્યું કે; "બહાર ફકીર ઉભો છે તેને કાંઇ ખેરાત કરો." તેમની માતાએ દરવાજો ઉઘાડી આમ તેમ જોયું, સાદ માર્યો પણ કોઇ ફકીર નજરે પડ્યો નહી; એટલે દરવાજો બંધ કરી માતા પાછી ઘરમાં ગઇ. થોડો વાર પછી પાછો ઇજશને ગાહનો દરવાજો ઠોકી ફકીરે ભીક્ષા માંગી. પાછી તાલી મારીને દીનીયારે પોતાની માતાને બોલાવી ખેરાત આપવા ઇસારત કરી; પરંતુ પ્રથમની માફક કોઇ દીઠામાં ન આવ્યાથી પાછું બારણું બંધ કરી તેણી ઘરમાં ગઇ. ત્રીજીવાર જ્યારે તે ફકીરે ઇજશને ગાહનું બારણું ઠોક્યું ત્યારે ઇજશનેમાં વારંવાર થએલી ખલલથી ઉશ્કેરાઇ જઇને પોતાની માતાને બોલાવી, તેણીને તુંડાઇથી જે ગમે તે કહેવા લાગ્યો. એટલે માતા બોલી —"આ કાંઇ ફરેબ ને જાદુઇ છે, તે તું સમજતો નથી. તું વગર સમજે શા સારૂ ગુસ્સો કરીને તેજી થાય છે? ગુસ્સાને લીધે અવસ્તાની બાજ પણ ત્હારા મ્હોમાં સાબેત રહી શકી નથી. જે અવસ્તા તું પઢ્યો તે ખુદા રવા નહીં રાખશે!" માતાના આ કડવા શબ્દોથી ઉશ્કેરાઇ રહેલા દીનીયારે પોતાની પાસે પડેલી એક કેતાબ માયના દિલ ઉપર છૂટી મારી, જેથી તેણીનું મોત નિપજ્યું. આ ગુન્હાની તોજેશ કરવા સારૂ અને પ્રાયશ્ચિત લેવા સારૂ દીનીયાર બીજા દસ્તુરો આગળ ગયા. તે શહેરમાં તે પ્રસંગે ૪૦ હજાર દસ્તુર મોબેદો રહેતા હતા; પરંતુ માયને મારી નાંખવાની તોજેશ કોઇએ પણ સ્વીકારી નહીં. છેવટે બધા દસ્તુર મોબેદોને તેણે જાહેર કીધું કે: "તમે તોજેશ કબુલ નહીં રાખતા તો ભવિષ્યમાં તમારી ઘણી ખરાબી થશે!" આમ કહી તે દીનીયાર દસ્તુર અરબસ્તાનની હદમાં ગયા. અને ત્યાં હ૦ મોહંમદને જઇ મળ્યા, અને તેમના દીનના ફેલાવામાં મદદ કરવા લાગ્યા. ઉપર મુજબ "દીનીયાર દસ્તુરના કિસ્સા" નો ટુંક સાર છે.

૨—આ એક ઇતિહાસિક બાબત છે, કે ઇરાનના પારસી પાદશાહ નૌશીરવાન "અદલ"ના રાજ્ય અમલમાં હ૦ મહમદનો જન્મ થયો હતો, અને તે કારણ પારસીઓ માટે એક રક્ષણ રૂપ હતું. હ૦ મહમદે શુક્રાના કરી ફરમાવ્યું હતું કે:—"વુલીદતો ફી જમાને મલેકીલ આદીલે"= ખુદાતાલાના શુકર કરૂં છું કે, તેણે અદલ પાદશાહના વખતમાં મ્હને પેદા કર્યો. અને વધુ એમ પણ ફરમાવ્યું કે:—"લા યુઅઝ્ઝેબુલ્લા અન્નારો જીસમ મલેકીલ આદીલે." એટલે કે; એવા અદલ

ઇનશાફ કરનારા પાદશાહના મુવા બાદ તેનું શરીર બળી જાઇને ખાક થઇ જતું નથી. આ પ્રમાણેનું ઉમદા મત હ० મહમદે પારસીઓના પાદશાહ માટે ફરમાવ્યાથી સહેજે સમજી શકાશે કે મહમદી મઝહબ અને જરથોસ્તી મઝહબના ટોળાઓમાં બાઇબંધી રાખવાનું પહેલું બી રોપાલું હતું. નોશીરવાનના ગુજરવા પછી ૨૧૨ વર્ષ રહીને બગદાદના હારૂન અલ રશીદ નૌશીરવાનનું દોખમુ જોવા ગયા હતા. અને હ० મહમદના કહેવા મુજબ તેનું રૂવાન જેમનું તેમ હારૂનના જોવામાં આવ્યું હતું.

૩—દીનીયાર દશતુરનું નામ "સલમાને ફારસ" રાખવામાં આવ્યું હતું. સલમાને ફારસીની અક્કલ, હુશિયારી, ચપળતા અને ગણિત શાસ્ત્રમાં પ્રવિણતાના પરિણામે તેના તરફ હઝરત મહમદનું દિલ વિશેષ લાગ્યું. તેના ઉપર પોતાની એટલી બધી તો ફીદાગીરી ઉતરી હતી, કે હદીસમાં ફરમાન ઉતાર્યું છે કે—"અનલ જનત ઇલા સલમાન અવશો મીન સલમાન ઇલલ જનતે." એટલે કે, સલમાને ફાર્સ જેટલી બધી તલબ બેહેસ્તની રાખે છે, તેના કરતાં બેહેસ્ત પોતે સલમાને ફાર્સની વધારે ખાહેશ રાખે છે.

આ પ્રકારનો પ્યારભર્યો સંબંધ હ. મહમદ અને દીનીયાર દશતુ ઉર્ફે સલમાને ફાર્સ વચ્ચે હતો ત્યારે બનવા જોગ છે, કે જે ફરમાન હ० મહમદે તેમના માટે અને તેમના જાત ભાઇઓ માટે બખશેલું શેઠ શે. જ. જીજીભાઇએ છાપ્યું છે, તેના ખરાપણા વિષે કશો શક રહેતો નથી.

૪—હઝરત મહમદે હ० અલી ઇબને અબી તાલેબના અક્ષરે લખાવેલું જે ફરમાન ઇ. સ. ૧૮૫૧ માં "તકવીઅતે દીને માજદયશના"માં આપેલું છે તે શુદ્ધ ભાષામાં આ ઠેકાણે ઉતારી લઉં છું.

## હઝરત મહમદે પારસીઓ માટે આપેલું ફરમાન.

" આ ફરમાન રસુલુલ્લાહો અલયહે વસલ્લમ, એટલે કે હ० મહમદ કે જેના ઉપર પરવરદેગારની જનાબથી દરૂદ તથા સલામ હોજો, તેમના તરફથી સલમાને ફારસી-રદીઅલ્લા અનહો, કે જેના ઉપર પરવરદેગાર રાજી રહે, તેને તથા તેના ભાઇ મેહદી ફરૂગ બીન શખસાનને તથા તેના તાબેદારોને, તથા તેની પછી જે ઓલાદ પેદા થાય તેને, તથા હરેક જે કોઈ તેઓમાંથી પોતાના બાપીકા ધર્મમાંથી ફરીને મુસલમીન થયા હોય, અથવા જે દીન છે તેજ દીનમાં રહ્યા હોય તેઓને લખી આપ્યું છે.

પરવરદેગાર તરફથી તમારી ઉપર સલામ હોજો. તમો તેહકીક તથા વાજબીરીતે જાણજો કે, પરવરદેગારે આ રીતે હુકમ ફરમાવેલો છે કે, લા ઇલાહા ઇલલ્લાહ. એટલે કે પરસતેશ કરવા લાયક પરવરદેગાર સિવાય બીજો કોઇ સાહેબ નથી. કાંકે તે જાતે પોતે એકલો છે; અને તેનો કોઈ જોડિયો કે સોબતી નથી.

તમે સર્વ લોકોને જાહેર કરજો કે, પરવરદેગારે સર્વ પદાર્થોને તથા જીવજંતુઓને પેદા કર્યાં છે, અને તે સાહેબનો હુકમ સર્વ જીવજંતુઓ તથા પદાર્થો ઉપર જારી છે. કેમકે તેજ સર્વને પેદા પણ કરે છે ને ફના પણ કરે છે. વળી ફના કર્યા પછી કેયાંમતને દહાડે સર્વને જીવતાં કરી પોતાની હજુરમાં બોલાવશે.

તમોને માલુમ થાય, કે કુલ્લો અમરીન વજઅલો વ ચહૂઅલોની વ કુલ્લો નફ્સીન જાએકતુલ મોત. એટલે કે, દરેક ચીજ આખર તથા ફના થનાર છે, અને દરેક શખ્સ મોતનો જાયકો ચાખનાર છે. તે સાહેબે પાકના હુકમને કોઇપણ રદ કરી શકનાર નથી. અને તેજ હુકમ અમો ઉપર પણ જારી છે; તેજ માફક તેઓ ઉપર પણ જારી થશે અને તેવા શખ્સોને આ ફાની દુનિયામાં આરામ તથા ખુશી ઉપજશે; અને આખરને વખ્તે બીનો બેહેસ્તની નેયાંમતો હાંસલ થશે. અને તેઓ પેગમ્બરો તથા ફરેસ્તાઓની સાથે બુલંદ મકાન ઉપર વાસો કરનારા થશે; અને દોઝખની અઝાબથી તેઓ દૂર રહેશે. કાંકે હાજા, "મા વઆદલા હુલ મોઅમેનીન વ ઇનલ્લાહા ઇઅરહમો મેયેશાહો વહુવલ અલીમુલ હકીમ શદીદુલ એકાબે લેમન અસાહો વ હુવલ ગફુરર રહીમ. એટલે કે, પરવરદેગારે આ સઘળી બક્ષેશો ઇમાનદારોને વાસ્તે કરેલી છે, અને ખરૂંજ છે કે, તે સાહેબ સર્વ વાતે દાનાવ તથા બક્ષેશનો કરનાર તથા કુલ મુખત્યાર છે. એટલા માટે તે માલેક ઉપર જે લોકો ઇમાન નહીં લાવશે તેઓ દોઝખના ભારે દુઃખમાં ગીરફતાર થશે.

લઓ અનજલના હાજલ કુરઆને અલાજબલીન લ રએતહુ ખાશેઅન મુતસદેઅન મીન ખશીઅતીલલ્લાહ એટલે કે આ કુરાનને અમે કાળા પત્થરના પહાડ ઉપર કદાપિ મૂકયે તો તેપણ તેના પેદા કરનારના ડરથી રડે, જે મીસાલ, હે મ્હારા પેગમ્બર તેં દીઠું છે. મગર આદમીનું દિલ તે પત્થરના જેટલુ કાંઇ સખ્ત નથી. જે ધણી કુરાનને પઢતાં સાંભળે અને જે તેના પેદા કરનાર ઉપર ઇમાન નહીં લાવે તો તે ગુમરાહોમાંનો એક ગુમરાહ છે. અને જે ધણી તે સાહેબ ઉપર યકીન રાખે અને તેની મોકલેલી દીનોને બરહક જાણે, તથા તેના મોકલેલા પેગમ્બરોને રાસ્ત અને સાચા સમજે તે શખ્સનો દરજ્જો બુલંદ થશે, અને આખેરતના અજાબથી છુટશે.

બીજું હવે આ મ્હારૂં ફરમાન સલમાને પારસના-રદી અલ્લાહ અનહો, કે રાજી હોજો પરવરદેગાર તેઓ ઉપર-ભાઇ મેહદી ફરૂગ બીન શખશાનને તથા તેની ઓલાદને વાસ્તે લખવામાં આવ્યું છે કે, તેઓને મેં સર્વ વાતે અમનમાં રાખ્યા છે, તથા મુક્ત કર્યા છે; અને તેઓ જે જમીન યા ટાપુ યા મુલકમાં રહેતા હોય તેઓ ઉપર હરગેજ જુલમ કરવો નહીં, અને તેમના માલ ઉપર હાથ નાંખવો નહી, તેમ તેઓ ઉપર કશી સખ્તી કરવી નહી.

આ મ્હારૂં ફરમાન જે ધણી આગળ વાંચવામાં આવે તે ધણીને સજાવાર છે કે, એ લોકોની (યાને પારસી લોકોની) તથા એ લોકના માલ તથા જાનની બરદાસ્ત કરે અને તેઓ સાથે નેકી કરે અને તેમના ઉપરથી જુલમ દૂર કરે. તેઓ ઉપર કશું દુઃખ તથા ઇજા નહીં પહોંચાડે. કેમકે મેં (હજરત મહમદે) એમના ઉપરની ખંડણી તથા કુશતીની જકાત તથા એઓને વેઠ પકડી લઇ જવાનું રોજે રસ્તાખેજ સુધી માફ કર્યું છે. અને એ સિવાય બીજા કેટલાક મામુલો તથા લવાજમોથી મેં એઓને છુટકારો આપ્યો છે, કે જેથી કોઇની પણ અડચણ વગર આતશકદેહો બનાવે અને ઇબાદત કરવાની જગો બાંધે અને મોટી મોટી ઇમારતો બંધાવે.

એ લોકો પોતાની દીનની રસમ મુજબ જો સારો સુતરો અને પાક પોશાક પહેરે તથા એઓ પોતાનાં રૂવાનને અવ્વલ મંજલ પહોંચાડવાની દીનના ધારા પ્રમાણે ક્રિયા કરે તો હરગેજ તેઓને અટકાવવા નહીં. તેઓ જો મોટી ઇમારતો અને તબેલાઓ બાંધે અગર ઘોડા ઉપર સ્વાર થાય તો તેઓને મના કરવા નહીં. અને આપણા ધર્મથી જેઓ ઉલટા ચાલે છે તેઓ કરતાં એ લોકોને સારાં તથા ભલાં માણસો સમજવા. એમની આબરૂ તથા હોરમત ઉપર નેગાહ રાખવી.

એકે સલમાને ફારસીના હકો ઉપર નેગાહ રાખવી સર્વ મુસલમાનો ઉપર ફરજ તથા વાજેબ છે. પરવરદેગાર એ લોકો ઉપર રેહમત કરે.

હદીસમાં આવેલુ છે કે: અનલ જન્નતે ઇલા સલમાન અશવકો મીન સલમાન ઇલલ જન્નતે= એટલે કે સલમાને ફારસ જેટલો બેહેસ્તની ખાહેશ રાખે છે તેથી વધારે ખાહેશ બેહેસ્ત સલમાને ફારસની રાખે છે. અને એ સલમાને ફારસ અમાનતદાર તથા મ્હારો * દોસ્ત છે; અને ખુદાતાલાના પેગમ્બર હજરત મહમદને તથા બીજા સર્વ મુસલમાનોની ભલાઇનો ચ્હાનારો છે.

સલમાન ગોયા અમારો પોતાનો છે. તેથી મ્હારી આ વસિયતથી કોઇએ ઉલટું કરવુ નહીં; બલ્કે સલમાને ફારસ તથા તેની ઓલાદ તથા ઓલાદની ઓલાદ તથા સગાં વ્હાલાંઓ સાથે ખુબી અને નેકી કરવી. અગર તેની ઓલાદમાંથી જે મુસલમાન થાય તોએ, અથવા પોતાના બાપદાદાના ધર્મ ઉપર કાયમ રહે તોએ, તેમની સાથે નેકી કરવી.

જે કોઇ મ્હારાં આ ફરમાન મુજબ મ્હારો હુકમ બજાવશે, અને જે ફરમાન મેં આપ્યું છે તે ઉપર અમલ કરશે તો પરવરદેગાર તેવા શખ્સોથી રાજી અને ખુશનુદ રહેશે. અને જે કોઇ એ ફરમાનના હુકમથી ઉલટો ચાલશે, અને તે ઉપર અમલ નહીં કરશે તો તેવા શખ્સોથી પરવરદેગાર તથા તેનો પેગમ્બર રાજી નહીં રહેશે. × × × ×

છેલ્લું.—જે ધણીઓ આ મ્હારાં ફરમાન મુજબ ચાલનારાઓ સાથે નેકી કરશે તો જાણે મ્હારી સાથે નેકી કીધી. અને પરવરદેગાર તેવા શખ્સોને તેમની નેકીનો બદલો આપશે. + + + + + + મ્હારી તરફથી તમને સલામ હોજો અને તમારા પરવરદેગારથી તમારી ઉપર દરૂદ હોજો.

આ ફરમાનને અલી ઇબ્ને અબી તાલેબે પરવરદેગારના પેગમ્બર, જેના ઉપર પરવરદેગારની તરફથી દરૂદ હોજો, તેના હુકમથી અબુબકર, ઉમર, ઉસમાન, તલેહ, જબીર, અબદુલ રેહમાન, બીન ઓફ સલમાન, અબુજર, ઉમાર, સહીબ, બિલાલ, મીકદાદ, ઇબનુલ અસવદ, તથા બીજા અસહાબો ( એટલે હજુરમાં બેસનારા ) તથા લોકોની હજુરમાં લખ્યું છે. પરવરદેગાર તેઓથી રાજી રહેજો, તથા તેની રજામંદી સઘળા અસહાબો ઉપર હોજો. તારીખ સને હીજરી ૯ માહે રજબ (અંગ્રેજી સને ૬૩૦).

મહમદ કુરેસીની—અલયહી સલાતો વસ્સલામ એટલે કે, પરવરદેગાર તરફથી એઓ ઉપર દરૂદ તથા સલામ હોજો. મુબારક પીઠ ઉપર બેઉ ખાંધની વચમાં મોહોર નબુવત એટલે કે પેગમ્બરની મોહોર હતી તેનો નકશો છે.

ઉપર મુજબનું ફરમાન છે. ફરમાનમાં જ્યાં કેટલીક સખ્ત તાકીદના ભારે શબ્દો છે ત્યાં માત્ર ફુલકીઓ મૂકી છે.

## હ૦ અલીનું ફરમાન.

હજરત અમીરૂલ મોમીનીન અલી ઇબ્ને અબી તાલેબે પારસી બેહરામ શાહ બીન બેરાંદફરૂને એહેદનામું લખી આપ્યું છે. એ સાહેબ પારસીઓની દીનના બુઝર્ગ મોબેદ હતા. એમના વડવાઓનો સીલસીલો છેક હજરત આદરબાદ બીન આરેસ્પંદ સુધી પહોંચે છે.

---

* મ્હારો=એટલે હ૦ અલીનો સમજવો, કેમકે આ ફરમાન તે સાહેબે હ૦ મહમદના હુકમથી લખી આપ્યું છે; એમ તરજુમો કરનાર કહે છે.

"તમો તેહકીક જાણજો કે, હું તમોને પરવરદેગારના તથા હજરત મહમદના—સલલ્લાહો અલયહે વસલ્લમ=એટલે કે એમના ઉપર પરવરદેગારના દરૂદ તથા સલામ હોજો—તેમના પયમાનથી જાહેર કરૂં છું કે; મેં તમોને તમારા જાન માલ ઓરત ફરઝંદથી અમન બખસ્યું છે. અને મેં ખુદાતાલાના તથા તેના પેગમ્બરના સર્વ ફરમાંબરદારોને તથા ઇમાનદારોને તથા મુસલમાનોને તથા આ અને બીજાં લાગતાં વળગતાં શહેરોના સર્વ અમલદારોને તથા તેહસિલદારોને તથા દીનને વાસ્તે લડાઇ કરનારાઓને હુકમ કર્યો છે કે; તમો લોકોનો બચાવ કરતા રહે. અને કદી જુલમ નહીં કરે.

તમો લોકો ઉપરથી તથા તમારી ઓલાદ ઉપરથી મેં ખંડણી માફ કીધી છે, અને ગાય તથા ગોસપંદોની સર્વ જગાત તથા મામુલો પણ માફ કર્યા છે.

મેં તમોને તમારા સર્વ માલ તથા જમીન ઉપર અખત્યાર આપ્યો છે; કે તે ઉપર તમો આતશકદેહો તથા ઇમારતો બાંધો, કે જેમ કીધાથી ધરમની બાંધેલી જગાઓ તથા તમોએ પુનને વાસ્તે આપેલી સર્વે મીલકતો તથા ચીજો તમારા કબજામાં રહે.

આગલા વખત પ્રમાણે તમારો હુકમ જે કોઈ પારસી હોય તે ઉપર જારી રહે. અને દર સાલના મામુલ મુજબ દરેક શખ્સ પાસેથી દર વરસ એક દીરમ તમે લેતા રહેજો; કાંકે તમારા હાથથી રાજપાટ ગયું છે, અને તેથી હવે હું ચાહું છું કે, તમારી આવી મોટી સલતનતના મર્તબાની બુઝોર્ગીને વાસ્તે તમારો ( એટલે બેહરામશાદ બીન બેરાંદરૂશનો ) હુકમ તમારા પારસીઓ ઉપર કાયમ રહે.

તમારી કોમમાંથી જે કોઇ મુસલમાન થઇ ગયો હોય તેના ઉપર તમારો હુકમ નહીં ચાલે. કેમકે મેં પરવરદેગારના પેગમ્બરથી ( જેના ઉપર ખુદાતાલાની તરફથી દરૂદ તથા સલામ હોજો. ) સાંભળ્યું છે કે, એહલો મીલતએને લાએતવા રસુન=એટલે કે બે જૂદા ધર્મવાળા એક બીજાના વારેસ થઇ શકતા નથી.

જ્યારે તમારી કોમના પારસીઓને ઓલાદ પેદા થાય, અને તે ઓલાદ પોતાના વડવાઓની દીન ઉપર કાયમ રહે તો તેઓ ઉપર તમારો તથા તમારી ઓલાદનો હુકમ જારી રહેશે. અને રાજપાટનું કામ તથા લવાજમો લેવાનો, એ સર્વ તમારી મસલતથી થશે.

હું તમો સર્વે કોમને તાકીદ કરૂં છું કે, તેઓ તમારે તાબે રહે, અને તમારી નશિયતો તથા હુકમોને સાંભળે તથા માન આપે, તથા તમોને પોતાના દોસ્ત સમજે; તથા તમારી સાથે સલાહ સંપથી રેહે. અને હરેક કામમાં તમારી પેરવી કરે. અને તમારા હુકમ મુજબ ચાલે.

સર્વે મુસલમાનોને તથા પરહેઝગારોને, તેમાં શું મરદ કે શું ઓરત, સર્વે કોઇને ઘટે છે કે, પારસી બેહરામશાદ બીન બેરાંદેરૂશની સર્વે વાતે બરદાસ્ત કરે અને એ લોકોની કોમનો જે કંઈ દીન આઇનનો રસમ હોય તેમાં કશી હરકત નહીં કરે.

સર્વે મુસલમાનોને તથા પરહેઝગારોને. તેમાં શું મરદ કે શું ઓરત, સર્વે કોઇને લાજમ છે કે, આ સઘળી શરતો જે કે મેં કીધી છે તેમાંની એકાદ શરત, તથા આ સઘળા હકો કે જે મેં જાહેર કીધા છે તે મધેથી એકાદ હકને છોડે નહીં. મેં ફરમાવ્યું છે તેજ મુજબ સર્વે મુસલમાનો તથા પરહેઝગારોએ ચાલવું; અને તેમાં કશો ફેરફાર કરવો નહીં.

સર્વે મુસલમાનોને તથા પરહેઝગારોને, તેમાં શું મરદ કે શું ઓરત, સર્વેને ઘટારત છે કે; એ પારસીઓની દીન મધે જાસ્તી તથા ધાસો રવા નહીં રાખે; કે પરવરદેગારે કુરાનમાં એ રવેશ ફરમાવ્યું છે કે, લા એકરાહ ફીદ દીને=એટલે કે, દીનના કામમાં જોર તથા જુલમ રવા રાખવો નહીં.

મુસલમાનો મધેથી હરેક શખ્સને લાજમ છે કે, આ મ્હારી સઘળી વસિયતને અમલમાં લાવે અને પારસીઓની કોમની તથા તેઓની ઓલાદની બુઝોર્ગી વધારે અને તેઓને માન આપતા રહે. અગર જો એ પારસીઓ મધેથી જે કોઈ પોતાની દીન ઉપર રહ્યો હોય, અથવા મુસલમાન થયો હોય તો તે સર્વેને વાસ્તે મ્હારો એજ હુકમ છે.

પરવરદેગારની તથા તેના પેગમ્બરની રજામંદી આ વાતમાં છે, કે આ ફરમાનને તાબે રહે.

\+ + + +

( તાકીદના સખ્ત શબ્દો કાઢી નાંખ્યા છે. )

આ એહેદનામાને હુસેન ઇબ્ને અલી બીન અબી તાલેબે હીજરી સને ૩૪ ના રજબ મહિનામાં લખ્યું છે. ( ઇ. સ. ૬૫૪ ).

ઉપર પ્રમાણે બીજું એહેદનામું આપેલું છે. પહેલું એહેદનામું શેઠ શો૦ જ૦ જીજીભાઇએ આપ્યું છે તેમાં અને ભરૂચવાળા દશતુર અસ્પંદીયારજી કામદીનજીએ ઇ. સ. ૧૮૨૬માં કબી-શાની હકીકત પ્રગટ કરી છે તેમાં નીચલો ફકરો વધારે છેઃ—

અગરચે એ લોકો મુસલમાન પાસે યારી માંગે, યાને મદદ માંગે તો તેને મદદ કરે અને મુસલમાનો એ લોકોને પોતાની પાસે રહેવાનાં ઘેર આપે. અગરચે મુસલમાન થઇને પારસીઓ ઉપર બદી કરે તો બીજા મુસલમાન તેને મના કરે. અને મુસલમાનોને સઝાવાર છે કે, એક વરસમાં એક વાર ૨૦૦) બસો પોશાક હર સાલ આપે. એક તો એ જે ઇદે કુરબાની ઉપર યાને બકરી ઇદને દહાડે ૧૦૦ પોશાક આપે, અને બીજા ૧૦૦ પોશાક રજબ મહિનામાં આપે."

એને માટે,

હબુબુસ સયેર, મનાકેબે મુસ્તવ્જી, તથા જલાફિલ એફિનની કેતાબોની સહાદત આપવામાં આવે છે.

વળી "તફસીરે-ફતહુલ .અ.જી.જ"—"ગ્યાસુલ લો.ગાત" 'મુશારેક ફિલ અનવાર"—"શરેહે મીશકાતે શરીફ"—"એખલાક ફિલ મોહસની"—"રોઝતુસ્સ સફા"—'મઆરેજ ફિલ નબુવા"—એ કેતાબોમાંથી પણ "તકવીઅતે દીને માજદીયશના"માં ઘણીક સાહદતો ટાંકવામાં આવી છે. પણ ઘણું લંબાણ થાય તેટલા માટે શેઠ શોરાબજી જ૦ જીજીભાઇની ૭૦ વરસ ઉપર છપાયલી ઉપલી અરબી-ફારસી-અને ગૂજરાતી કેતાબ ખાસ કરીને સર્વ મુસલમીન ભાઇઓ તથા પારસી ભાઇઓને વાંચવાની અને તે કેતાબ સંઘરી રાખવાની હું ભલામણ કરું છું. એટલુંજ નહીં, પણ તે જુની વાતો તાજી રાખવા સારૂ, કોઇ સખી વજુદ પારસી શેઠિયા અથવા બાનુએ આ કેતાબ નવેસર છપાવી મુફત વહેંચવાની ભલામણ કરું છું.

## સૈયદ સાદાતની દરઘા જોડે પારસી તથા હિંદુઓનો સંબંધ.

૨૪—દોઢસો અને પોણોસો વર્ષ ઉપરના લેખો.

મ્હારી માન્યતા એવી છે, કે જે કોઈ પવિત્રાત્મા હોય છે, તેનાં વચનો મિથ્યા થતાં નથી. જે અશોઇમાં સંપૂર્ણ હોય છે, તેમના શબ્દો શાસ્ત્રો જેવાં મહત્વના થઇ પડે છે. અને જેમને હજારો, લાખો, કે કરોડો જીવો પેગમ્બરો, પીરો, કે સૈયદો તરીકે સ્વીકારતા હોય તેમનામાં કાંઈ પણ ચમત્કારિક અલૌકિક કુદતી શક્તિ હોવી જોઇએ. ચમત્કાર વગર નમસ્કાર હોતા નથી. દુનિયાના બધાજ લોકો કાંઇ મૂર્ખો હોતા નથી, કે ઢોંગ અથવા પોકળ શ્રદ્ધા તરફ ખેંચાઇને ચાલ્યા કરે. જે પંથ સતનો પ્રકાશ કરતો હોય, સતનો જેણે ઉદ્દેશ રાખ્યો હોય તેવા પંથના સ્થાપક તરફ નિદાન માન્યતા નહીં તો માનથી જોવાની આપણી ફરજ

છે. જે નુકશાનકારક વહેમી માન્યતા હોય તે તરફ આપણી દિલસોઝી હોતી નથી, પરંતુ "સચ્ચીદાનંદ" એવું જે ૩ મહાન ઉદ્દેશોવાળું નામ પરમ તત્વને, પરમ આત્માને, આપવામાં આવ્યું છે તે ત્રણ નામોથી બનેલાં નામમાં સર્વથી પહેલું "સત" નામ છે, અને વેદાન્તના એ ઉત્તમ તત્વને પોતાના પંથ જોડે જોડવામાં સૈયદ નુરૂદ્દીન સાહેબે જુક્તિ કરી છે, તે મિથ્યા ગણાય નહીં. ઘણાક હિંદુ સ્ત્રી પુરૂષો અને કેટલીક પારસી સ્ત્રીઓ આ દરઘા તરફ ખેંચાતી મેં જાતે જોઈ છે; એટલુંજ નહીં પણ મ્હારા પાસે કંઈક લેખો છે તે જોતાં જણાય છે કે, નવસારી તથા સુરતના અગ્રેસર લોકોએ આ પીરની દરઘાના સજ્જાદાનશીન સાહેબોને ભિડના વખતે તેનું મોટપ વધારવામાં મદદ પણ આપેલી છે.

જુના જમાનામાં ન્યાત જાતનો ભેદ રાખ્યા વિના સત્યની બાજુમાં ખડા ઉભા રહેવાનો એક એવો સ્તુત્ય રવૈયો હતો કે, જેને કોઇને ગેરવાજબી રીતે સામી પક્ષ તરફથી ગેર ઇનશાફ થતો હોય તે શખ્સ જાહેરમાં પોતાના હકક દાવાની સચ્ચાઇની પુરવારીમાં શાક્ષી માગતો હતો. એવી શાક્ષી નીચે દર્શાવેલા ત્રણ ચાર બનાવો વખતે દરગાહ મોસુફના સજ્જાદાનશીન તરફથી જાહેરમાં માંગવામાં આવેલી.

૧–સૈયદ અલી કબીરે કરેલો મેહજર અને તેની સચ્ચાઇ માટે સુરત બંદર તથા નવસારીના શરેઅ શરીફના ઉલમાઓ અને અકાબરોએ કરેલા દસ્તખતો અને મોહોરો માટેનો લેખ તપાસ્યો છે.

૨–મહંમદ ફાજલ નામના માણસે સૈયદ સાદાત સાહેબની ઓલાદમાં હોવાનો કરેલો દાવો અને તેના માટે સૈયદ જાફર સૈયદ અલી સગીરે શરેઅના આગેવાનોને ગુજારેલી અરજ ઉપરથી તપાસ ચાલી થએલો મુચલકો તા૦ ૪ જમાદીઉલ સાની સને ૧૧૨૯ હીજરીનો મ્હારા દીઠામાં આવ્યો છે.

૩–મોહોબત ખાંનામના માણસે સૈયદ સાદાત સાહેબની ઓલાદમાં હોવાનો કરેલો દાવો અને તે ઉપરથી સૈયદ અલી કબીરે શરેઅ શરીફના અધીકારીઓને અરજ ગુજારવાથી તેનો મુકદમો ચાલી છેવટે તેને રદ કરવાનો થએલો ઠરાવ મેં જોયો છે.

આ પ્રમાણે માજી વખત ઉપર આ દરગાહના હકક સંબંધે બહાર પડેલા મેહજર અને દસ્તાવેજો ઉપર ખરાપણાની સહી કરનાર તે વેળાના અકાબર ટેહમુલજી રૂશતમજી દેશાઇ, ખુરશેદજી તેહમુરજી દેશાઈ અને બીજા હિન્દુ મુસલમાનોએ કરેલી સહીઓ દેખાય છે અર્થાત. આ દરગાહ તરફ હીંદુ, પારસી, મુસલમાન સર્વ ભાઇઓએ ભાઈબંધીની શાક્ષી આપી છે. એટલે કહેવાનો સાર એ છે કે, અમુક પંથમાં માન્યતા રાખવાની કે જોડાવાની વાત કોરે મૂકતાં પણ ફરજ તો એજ સમજવામાં આવી છે કે, તેથી જુદા ધર્મ તરફ તિરસ્કાર કે અભાવ બતાવવાનો માર્ગ દેખાતો નથી, પરંતુ તેને વિષે યોગ્ય સમયે માનની નજરથી જોવાથીજ જુના કાળમાં ભાઇબંધી અને એખલાસ જારી હતો, જે આજે પણ જળવાઇ રહેવાની જરૂર કોઇથી પણ ના પાડી શકાશે નહી. આજ ૧૫૦ વર્ષથી એવો એક એખલાસ જારી છે, કે જ્યારે આ દરઘાનું તાબુત વિના વિઘ્ને પારસીવાડો પસાર કરે છે ત્યારે દરઘાના સજ્જાદાનશીન તરફથી અમારાં દેશાઇ કુટુંબના ઘરે સુખરૂપ, વગર હરકતે તાબુત આવી પહોંચ્યાની વધાણી દાખલ ૨ નાળિયર આજે પણ મોકલવાનો વિવેક ચાલુ છે. ચોથા મેહજર ઉપર નવસારીના દેશાઇ દશતુરોની સહીઓ ૧૫૦ છે.

## કામનો સંક્ષિપ્ત સાર.

આત્મા પરમાત્મા તરફથી આ પૃથ્વી ઉપર આવ્યા પછી ત્રણ તબકકે પોતે અંધકારમાંથી સત્ય શોધીને પ્રકાશક થાય છે, જેને આપણે "સત પંથી" કહે,

**૨૫–પૂર્વ કથનની ટુંક સમજુત.**

અને જ્યારે તે પૂરો પ્રકાશ કરે છે ત્યારે "પ્રકાશક" થઇ પડે છે

૧ **તસ્યૈવાહં**=એટલે કે, "હું તેનો છું."

૨ **તવૈવાહં**=એટલે કે, "હું ત્હારો છું."

૩ **તમેવાહં**=એટલે કે, "હું તુંજ છું."

જિજ્ઞાસુ જ્યારે કનિષ્ટ અવસ્થામાં હોય છે ત્યારે પરમાત્માને ત્રીજા પુરૂષમાં ઓળખતી વેળાએ અજ્ઞાનતાથી "તે–તે" એવી રીતે પારકાપણું ધારણ કરે છે. જ્યારે જરા આગળ વધે છે ત્યારે બીજા પુરૂષમાં "ત્હારો છું" કહે છે. અને જ્યારે ઉંચાં સુફીઝમે આવી પરમાત્મા સાથે એકતાર થાય છે ત્યારે "હું તુંજ છું" કહેવાને અધિકારી બને છે. થીઓસોફીમાં લેટીન શબ્દ સોફાયા=ડહાપણ, ઇશ્વરિજ્ઞાન કહે છે, તેનેજ મળતો સુફી શબ્દ ઇશ્વરિજ્ઞાન ધરાવનાર માટે વપરાય છે. ઇરાની પાદશાહ જમશીદે "મનમ યઝદી" એટલે "હું ખુદાજ છું" એમ જે કહ્યું હતું, અને સુફી મનસુરે "અન અલ હક્ક" એટલે "હું જ પ્રભુ છું" એમ જે કહ્યું હતું તે સુફીવાદ છે. દરેક મનુષ્ય જે ખરેખરો સાચો "સત પંથ પ્રકાશક" હોય તે આવી ઉચી ટોંચે ચઢી શકે.

## સાધક બાધક કારણોનું વિવેચન.

**૨૬–સર્વ ભાઇઓની જાણ માટે.**

વખત એવો આવી લાગ્યો છે, કે ઉપર જે હકીકતો બતાવી છે તે હરિયાફતીમાં વઇ દરેક પારસી, હિન્દુ. અને મુસલમીન ભાઇઓએ માંહોમાંહે અંતર ન ગણતાં. આપણ સર્વ એક ખુદાનાં બચ્ચાં આ જગત રૂપી કુટુંબમાં જન્મ્યાં છિયે, માટે સર્વ બચ્ચાંઓએ પરસ્પર ભાઇબંધી, મોહબ્બત, અને એખલાસ વધારી એકમેકના માર્ગને ન હિણુતાં એકત્ર થઇને મિત્રભાવથી વર્તવાની જરૂર છે.

## નિર્ણય કરવાના મુદ્દા.

**૨૭–મુદ્દાઓ.**

૧–માણસે ગુરૂ કરવાની જરૂર છે કે કેમ?

૨–કર્મ કરતાં શ્રેષ્ટ પરમાત્માની ઇચ્છા અને તેનો અસાધારણ અધિકાર છે કે કેમ?

૩–સૈયદ નુરતસગોર, તેમનો પંથ, અને તેમના સિધ્ધાંતો હિતકર ગણવાં કે કેમ?

૪ પારસી, હિન્દુ, અને મુસલમીનોનો પ્રાચીન કાળથી સારો સંબંધ ચાલી આવ્યો છે કે કેમ?

## ચોથી કોન્ફરન્સના પ્રમુખનો અભિપ્રાય.

**૨૮–અભિપ્રાય.**

૧લા, ૨જા, ૩જા, તથા ૪થા મુદ્દા વિષે હા.

રવાના મેહેરબાન "સતપંથ' પ્રકાશક મહામંડળ"ના સભાસદ સાહેબો તરફ–ટિપણ મંજુર થવા સારૂ તા૦ ૨૩ મે ૧૯૨૨

સેવક,

શો૦ મ૦ દેસાઇ.

છપાવી પ્રસિદ્ધ કરનાર—"સતપંથ પ્રકાશક મહામંડળ" તરફથી શોરાબજી મંચેરજી દેસાઇ સ્ટેશન રોડ, નવસારી. છાપનાર—ગોવિન્દજી ડાહ્યાભાઇ નાયક. શ્રી "અનાવિલ" પ્રિન્ટીંગ પ્રેસ, બરાનપુ ભાગળ—સુરત.